ॐ

" अ, सि, आ, ऊ, साय, नमः "

શ્રી

# સત્ય પ્રકાશ ભા. ૨.

લેખક અને પ્રકાશક.
મંગળજી હરજીવન.
( મનહર માળા ઈત્યાદિના કર્ત્તા. )
ચીતલીયા રહેવાશી રાજકોટ.—હાલ માંગરોળ બંદર
( સ્થા. જૈન. શિક્ષક. )

દોહરો.

કહે નેપોલીયન દેશને, કરવા આબાદાન;
સરસ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન.

પ્રત. ૧૦૦૦ આવૃતી. ૧ લી.
વી. સાં. ૨૪૪૧ ઈ. સ. ૧૯૧૫

અમદાવાદ.—શ્રી સત્યવિજય પ્રીન્ટિંગ પ્રેસમાં
શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું.

કિંમત.

પાકુ પુંઠું ૦—૮—૦ કાચુ પુંઠું ૦—૬—૦

# અર્પણ પત્રિકા.

## લિંબડી સંપ્રદાયના મર્હુમ ગચ્છાધિપતિ પૂજ્ય પાદ શ્રી લાધાજી સ્વામીના શિષ્ય અભ્યુદયોત્સાહી લેખક મુનિ

## શ્રી છોટાલાલજી સ્વામી.

આપ સ્વ અને પર શાસ્ત્રોનાં અભ્યાસી બની આત્મ કલ્યાણ કરવા વિશેષ લક્ષ રાખો છો, હૃદય શુદ્ધ બની સમાજ સડો દૂર કરવા માટે તનતોડ મહેનત કરી રહ્યા છો, અને શૌમ્ય, ધૈર્ય, ગાંભિર્ય આદિ સદ્‌ગુણોથી અલંકૃત બની ભવી જીવોનાં આત્મોદ્ધારાર્થે બનતું કરો છો તેથી આકર્ષાઇ આ લઘુ પુસ્તક આપનાં ચરણ કમળમાં સવિનય પૂર્વક સમર્પણ કરી હું-કતાર્થ થાઉં છું.

લી. હું છું આપનો કૃપાકાંક્ષિ

**સેવક.**

**મંગળજી હરજીવન ચીતલીયા.**

# ગુરૂ વંદન.

ગોંડલ સંપ્રદાયના નામની ઓળખાતા શ્રીમાન મહાત્મા શ્રી સુંદરજી સ્વામી તથા તત્ર સુવિનીત શિષ્ય મુનિ શ્રી ચત્રભુજ જી સ્વામી તથા બાળ બ્રહ્મચારી અભ્યુદયોત્સાહી મુનિ શ્રી ગીરધરલાલજી સ્વામી કે જેઓએ અજ્ઞાન રૂપ દુર્ગંધમાં સડતા મારા જેવા અલ્પ-જ્ઞને જ્ઞાન રૂપ બગિચાનાં દર્શન કરાવી જે મહાન ઉપકાર કર્યો છે તે ખરેખર સ્તુત્ય અને પ્રશંસનીય છે.

આત્મોદ્ધારાર્થે કિશોરાવસ્થામાં ઉંચ સંસ્કારી કરી ઉપરોક્ત બગિચામાં વિવિધ પ્રકારનાં કુસુમોની પરાગનો ભોગી બનાવવા માટે તેઓશ્રીની અત્યુત્તમ લાગણી અવાચ્ય છે.

આવા અલૌકિક મહાત્માનાં પવિત્ર પ્રતાપે જ હું ગ્રંથ કર્ત્તા તરીકે પ્રસિદ્ધમાં આવ્યો છું તે સર્વ ઉપરોક્ત ગુરૂદેવોની પરમ કૃપાનું જ ફળ છે. માટે એ મહાન ગુરૂ દેવો હું આપનો પુર્ણ ઉપકાર માની સવિનય પૂર્વક ભાવવંદન કરૂં છું. તે આપ સ્વિકારશો.

લી. હું છું આપનો ચર્ણરજ

સેવક.

મંગળજી હરજીવન ચીતલીયા.

# પ્રસ્તાવના.

પ્રાચીન સમયમાં આર્યાવૃત્તની વીર બાળાઓનાં કોમળ હૃદયની અંદર જે સતીત્વ પણાની સુંદર ભાવના સ્ફુરી રહી હતી, પતિપરાયણતાનાં પવિત્ર વાતાવરણની અંદર જે પતિ પ્રેમની દિવ્ય જ્યોતિ ઝળઝળી રહી હતી, અને સદાચારની સાથે કુળાચાર જાળવી રાખી ગૃહસંસાર ચલાવવામાં જે કુશળતા પ્રદર્શિત થઇ રહી હતી તે માત્ર ' સ્ત્રી કેલવણી ' ને જ આભારી છે. એમ પ્રાચીન ઇતિહાસો અને ગ્રંથોનું અવલોકન કરવાથી માલુમ પડે છે.

સાંપ્રત સમયમાં ઉક્ત વીર રમણીઓનાં સંતાનો પૈકી સ્ત્રી વર્ગ જેમ જેમ સ્ત્રી કેલવણીથી અજ્ઞાત રહેતો ગયો તેમ તેમ તે વર્ગમાં અજ્ઞાન, વ્હેમ, અંધશ્રદ્ધા, જો હુકમી, જડતા, પક્ષપાત, હઠીલતા, અને દુરાચાર અદિ દુર્ગુણો વૃદ્ધિગત થવા લાગ્યા જેને લઈ આર્યાવૃતની અવન્નત્તિનાં દુઃખમય પ્રસગો જોવાનો વખત આવી પહોંચ્યો.

જ્યાં સુધી સ્ત્રીઓને સુશિક્ષીત, કર્ત્તવ્ય પરાયણ, અને સદ્ગુણ સંપન્ન બનાવવા પાછળ આપણે આત્મભોગ આપવા કમ્મર નહિં કસીયે ત્યાં સુધી ઉન્નત્તિની આશા રાખવી એ હવામાંહી કીલ્લો બાંધવા બરાબર છે.

અપચા વિષે ઔષધોપચાર કરતા ખાંસી, તાવ વિગેરે દર્દો એની મેળેજ નાશ પામે છે તેમ સ્ત્રી વર્ગનું અજ્ઞાન દૂર કરવામાં આવે તો તેના ખોળામાં ઉછરનાર સેંકડો સંતાનો " હીંદના હીરાઓ " તરીકે પ્રકાશમાં આવી દેશોદ્ધાર કરે તેમાં શું આશ્ચર્ય ?

નામદાર બ્રીટીસ સરકારની સીતળ છાંયા નિચે હમણાં 'સ્ત્રી કેલવણી' નો પવન ચોમેર પ્રસરી રહેલ છે એ ખરેખર સ્તુત્ય અને પ્રશંસનીય છે. પરન્તુ વ્યવસ્થાપકોનો આશય જેવો જોઇએ તેવો બર આવતો નથી કારણ કે 'સ્ત્રી કેલવણી' પાછળ આપણે જે આત્મભોગ આપવો જોઈએ તે બરાબર આપી શકતા નથી.

ઉપરોક્ત વિચારોને અવલંબી સ્ત્રી વર્ગની અજ્ઞાનતા દૂર કરવા માટે તે વર્ગની યત્કિંચીત સેવા બજાવવાનાં આશય વડે ઉક્ત પુસ્તકની જરૂરીઆત સ્વીકારવી પડે છે.

પેલા ભાગની લોક પ્રિયતા વધી પડવાથી, અને બીજા ભાગ માટે ઉપરા ઉપરી માગણીઓ થવાથી આર્થિક સ્થિતિના અભાવે પણ આ સાહસ ખેડવામાં આવેલ છે.

ઉક્ત પુસ્તકમાં પ્રથમ 'કર્તવ્યતાનાં ઉંચ શ્રૃંગથી વહતા ૧૦૮ સુંદર નિર્મળ ઝરાઓ' મુકવામાં આવેલ છે, માટે તે ઝરાઓથી હૃદયની કુટીલતાને સાફ કરી જરા આગળ ચાલશો તો 'સતીઓનાં સતીત્વની કસોટી' એ વિષય આપને દૃષ્ટિગોચર થશે. આ વિષયમાં પ્રાચીન સતીઓએ વીચીત્ર વિપત્તિઓ વચ્ચેથી પસાર થઇ કેવી રીતે પોતાનું સત્ય આબાદ રાખેલું છે તેનો આબેહુબ ચીતાર ચીતરવામાં આવ્યો છે. સ્ત્રીઓનું શું કર્ત્તવ્ય છે, તેની શી શી ફરજો રહેલી છે, અને તેના પર કેવી કુદરતી જોખમદારી રહેલી છે તેનું પણ દિગ્ દર્શન તે વિષયમાં થશે. ત્યાર પછી 'કન્યા વિક્રય' થી પોતાને, જ્ઞાતીને અને દેશને કેટલી નુકશાની છે, તે પણ અસરકારક રીતે બતાવવામાં આવેલ છે. અને ત્યાર પછી 'ઉપયોગી કાવ્યો' પણ આપવામાં આવેલ છે.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. માટે " हंस चंचुवत् " બુદ્ધિ દ્વારાએ ગુણ રૂપિ ક્ષીરનો સ્વિકાર કરવા વાંચક વૃંદ પ્રત્યે મારી નમ્ર વિનંતી છે.

ઉક્ત પુસ્તકની હયાતી માટે અનુકુળ પ્રસંગો સાધી આપનાર સત્તાવધાની, જૈનનાં ખરા સુધારક, પંડીત વર્ય મહાત્મા શ્રી રત્નચંન્દ્રજી ( લીંબડી સંપ્રદાય ) સ્વામી તથા અન્ય ગ્રહસ્થોનો આ સ્થળે હું ઉપકાર માનું છું.

દિલગીરી સાથ જણાવતા મારે કહેવું જોઇએ કે આર્થિક સ્થિતિના અભાવે ઉક્ત પુસ્તક ધાર્યા કરતા લાંબા વખતે બહાર પડેલ છે માટે અગાઉથી આશ્રય આપનાર મહાશયો ક્ષમા કરશે એવી મારી માન્યતા છે.

લી૦ વિશ્વોન્નતિ ઇચ્છક.

**મંગળજી હરજીવન ચીતલીયા.**



ૐ

# 'કર્તવ્યતાનાં ઉંચ શૃંગથી વહતા ૧૦૮ સુંદર નિર્મળ ઝરાઓ'



જે મનુષ્ય સ્વાત્મ બળનો વિશ્વાસુ હોય તે તો એમ જ માને છે કે કર્મના બંધનો વધારનાર હું છું તો તેને તોડનાર પણ હુંજ છું એમ ધારી નિરૂત્સાહી ન બનતા આત્મબળ ફોરવે છે તેજ કર્મનાં બંધ ને કાપી ઇચ્છિત કાર્ય સિદ્ધ કરી શકે છે.

૨. જેમ સૂર્યનો પ્રકાશ બાહ્ય અંધકારને દૂર કરે છે, તેમ જ્ઞાની પુરૂષોનાં જ્ઞાનનો પ્રકાસ અંતરનાં અજ્ઞાન અંધકારને દૂર કરે છે.

૩. જે મનુષ્યે હૃદયની શુદ્ધ વૃત્તિથી તન, મન, અને ધનથી પારમાર્થિક કાર્ય કરી પોતાનું જીવન ઉંચ બનાવવા માટે કાળજી રાખેલ છે તે મનુષ્યને આશા–તૃષ્ણાનો ગુલામ બનવું પડતું નથી.

૪. કૃપણતા, દુરાચાર, અજીતેંદ્રિયતા, કુટીલ પ્રવૃત્તિ, વગેરે દુષ્કૃત્યનાં પરિણામનું અવલોકન કરવાથી અને દાન, શિલ, તપ, તથા વિશુદ્ધ ભાવથી થતા લાભનું અવલોકન કરવાથી મનુષ્ય

ધીમે ધીમે દાનશીલ, સદાચારી, જીતેંદ્રિય, અને વિશુદ્ધ પ્રણામી બની આત્મિક સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે.

૫. નરકાદિનાં અસહ્ય દુઃખો આપનાર હિંસા રૂપી ઝેરને હૃદયમાંથી દૂર કરી સર્વ જીવોને આનંદ દાયક દયારૂપી અમૃતને જે મનુષ્ય હૃદયમાં ધારણ કરે છે તે મનુષ્ય દરેકે દરેક પ્રકારનાં વિજયને પ્રાપ્ત કરી શકે છે. કારણ કે સ્વ અને પર દયા એજ સર્વ ધર્મોનું મૂળ છે.

૬. ભાડુતી જ્ઞાનવાળા જેના તેના જ્ઞાનને પોતાનું કહેવરાવી માન મેળવવા જતા હાંસીની સાથે નિરસ્કારને પાત્ર થાય છે, તેમ પરસ્ત્રીને પોતાની માની સુખ લેવાની ઇચ્છા રાખનાર દુનિયામાં અપજશ અને અપકિર્તી મેળવે છે, અને પાયમાલીને પામે છે.

૭. પોથાજ્ઞાનીઓ—પોપટીયા જ્ઞાનીયોની વાક્ ચાતુરીમાં મુંઝાઇ જઈ તેઓનાં વિશ્વાસે પોતાનું સર્વશ્વ લુંટાઇ જાય તે પ્હેલા હૃદયનાં મહાત્માઓને પીછાણવાનું જ્ઞાન પોતે પ્રાપ્ત કરી અજ્ઞાનીઓને તજી તે મહાત્માઓનાં ચરણ કમળમાં સર્વશ્વ અર્પણ કરવું.

૮. કહેવાતા ત્યાગી મહાત્માઓની માયાવી અને કુટીલ પ્રવૃત્તિ જાણુવા છતાં અંધશ્રદ્ધામાં જકડાઇ રહી આંખ આડા કાન કરી તેઓને વળગી રહેનાર ભક્ત અને તે ત્યાગી મહાત્મા (?) બન્ને અધોગામી છે. અને પ્રથ્વિને ભાર રૂપ છે.

૯. સંકટો સહીને શીયળનું રક્ષણ કરનાર સતી સ્ત્રીઓને શીયળનાં રક્ષણમાં સ્હાય કરનાર એટલું જ નહિં પરન્તુ સંકટથી છોડાવનાર ખરેખર અભિવંદનીય અને ધન્યવાદને પાત્ર છે.

૧૦. જે ધર્મનાં પ્રતાપથી અને સેવનથી આત્મા નિર્બંધ થઇ અખંડ સુખને પ્રાપ્ત કરે છે, તેવા ધર્મની અભિવૃદ્ધિ અને ઉન્નત્તિ માટે જેટલો આત્મભોગ અપાય તેટલો થોડો છે.

૧૧. મનુષ્યની જીંદગી તેનીજ સફળ થઇ છે કે જેણે અનેક પ્રકારની વિપત્તિઓ સહન કરી લોકાપવાદનાં ભયને ન ગણકારતા પૂર્ણ ઉત્સાહથી અને દ્રઢતાથી પરોપકારી કાર્યને જે પૂર્ણ રીતે વળગી રહે છે.

૧૨. જેમ સુવર્ણનો અને સૂર્યનો પ્રકાસ છુપો રહી શકતો નથી તેમ સત્યવાનના સત્યનો પ્રભાવ પણ છુપો રહી શકતો નથી ગમે તેવે સ્થળે અને ગમે તે વખતે આપો આપ પ્રકાશી નિકળે છે.

૧૩. પૌદ્દગલીક સુખમાં આશકત થવાથી જામી ગએલ કર્મ મેલને વૈરાગ્યરૂપી પાણી અને સદવર્તનરૂપી સાબુ એ કરી દૂર કરવા પ્રયત્ન થાય તો થોડા વખતમાં કર્મ મેલ દૂર થઇ આત્મ વસ્ત્ર વિશુદ્ધ–નિર્મળ થાય.

૧૪. સમુદ્રના અસિમ–અગાધ જળની પાસે એક જળ બિંન્દુ અને સૂર્યનાં અસ્ખલીત પ્રકાશની પાસે એક આગીઆનો પ્રકાશ જેમ નિસ્તેજ જણાય છે, તેમ પવિત્ર સહૃદયી તેમજ જ્ઞાની પુરૂષોના જ્ઞાનની મહત્તા પાસે કૃપણ અને શુષ્ક હૃદયનાં મનુષ્યોની લક્ષ્મી મહત્તા નિર્માલ્ય જ હોય છે,

૧૫. દ્રવ્ય વસ્તુ ( માતા, પુત્ર, સ્ત્રી, ધન, માલ વિગેરે. )ને પોતાનું માની તેના પર મુર્છાભાવ–એકાન્ત આશક્તિ પણું રાખવામાં આવે તો તે એકાન્ત કર્મ બંધનનું કારણ રૂપ છે, પણ તેજ વસ્તુનો ઔદાશીન્ય ભાવે ઉપયોગ કરે તો તે કર્મ બંધનને

વધારતા નથી, વસ્તુનો ઉપયોગ કરનારની જેવી વૃત્તિ તેવું પરિણામ.

૧૬. જેમ કુવામાંથી રેંટ ( અર્હટ ધટ ) દ્વારાએ પાણી બહાર આ-વીને ધોરીયામાં થઇ, બગીચામાં જઇ, અનેક પ્રકારની વનસ્પ-તિને પોષે છે, તેમ સત્પુરૂષ રૂપી કુંપમાથી સદ્‌ભાવના રૂપી રેંટ વડે જ્ઞાનરૂપી જળ બાહેર આવી વચનામૃત અને સત્ શાસ્ત્ર રૂપી ધોરીયા વડે સમાજ રૂપ બગીચામાં આવી અનેક મુમુક્ષુ જીવોનુ પોષણ કરે છે.

૧૭. ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવા માટે ધૈર્યતા, સદ્‌ગુણ પ્રાપ્ત કરવા માટે ગાંભિર્યતા, અને અંતઃકરણ શુદ્ધ કરવા માટે સરળતા, એ ત્રણ વસ્તુઓ અત્યુત્તમ છે.

૧૮. જેમ દીપશિખામાં મુંઝાઇ પતંગીયા આદિ જીવો પ્રાણ ખુવે છે, તેમ અજ્ઞાની જીવો બાહ્યવસ્તુઓમાં રક્ત બની પાયમા-લી વ્હોરે છે.

૧૯. નળ અને દમયંતિ, પાંડવો અને દ્રોપદી, તથા હરિશ્ચંદ્ર અને તારામતી જેવા અમુલ્ય રત્નો સ્ત્રીઓનાં ઉદર સ્થળમાંથી જ ઉત્પન્ન થયા હતા માટે " સ્ત્રી કેલવણી"નાં હિમાયતી થવાની ખાસ જરૂર છે.

૨૦. જે વસ્તુઓ અને સબંધો માત્ર અમુક વખત બાહ્ય સુખ આપી પરિણામે નાશવંત બને છે, તે વસ્તુઓ અને સબંધોને અજ્ઞાનની પ્રાબલ્યતાને લઇ આત્મા પોતા પણું માની બેસે છે જેથી સ્વસ્વરૂપને ભુલી જવાય છે તો 'હું' અને 'મારૂં' એ બાહ્ય વસ્તુ પરત્વે નહિ પણ આંતર પરત્વેજ હોય તોજ કલ્યાણ થાય.

૨૧. કુવામાંનો ડેડકો એમજ માને છે કે મોટામાં મોટો સમુદ્ર પણ આ કુવાની પાસે કંઇ વિસાતમાં નથી, આમ ધારી મિથ્યાભિમાન કરે છે. તેમ અલ્પજ્ઞ અને અર્ધદગ્ધ જીવો પણ 'હુંજ જ્ઞાની' 'હુંજ પુર્ણ' એમ માની ખાલી દંભ કરી ભ્રમણામાં પડી અધોગતિને લાયક બને છે.

૨૨. વિશુદ્ધજ્ઞાન, પવિત્ર વર્તન, અને સદ્ ભાવના રૂપી અમોઘ આત્મિક શસ્ત્રથી કર્મ રૂપી મૃગલાઓ પલાયન કરી જાય છે. પણ તે હથીઆર—શસ્ત્રનો ઉપયોગ કરે તો.

૨૩. રોગગ્રસ્ત મનુષ્યને જેમ ઉત્તમ પ્રકારની ઔષધી શાન્તિ આપે છે, તેમ આધિ, વ્યાધિ, ઉપાધિ, રૂપી રોગથી પિડાતા મનુષ્યોને સદ્દગુરૂનાં સમાગમ અને ઉપદેશ રૂપિ ઔષધી શાંન્તિ આપે છે.

૨૪. જેમ ચાલાક વિદ્યાર્થિ સુશિક્ષીત શિક્ષકની પાસે વિદ્યાભ્યાસ કરવા તનતોડ મહેનત કરે છે, અને ઉંચ જ્ઞાન પ્રાપ્ત કરે છે. તેમ મુમુક્ષુ જીવો—આત્મજ્ઞાનનાં અભિલાષી ભવ્યો સદ્દગુરૂરૂપી સુશિક્ષીત ગુરૂની પાસેથી પવિત્ર જ્ઞાન મેળવી આત્મ કલ્યાણ પ્રાપ્ત કરે છે.

૨૫. ક્રોધ, માન, માયા, લોભ, વિષયા શક્તિ, વિગેરે દુષ્ટતાનો ત્યાગ કરી શકયા ન હોય તેવા પ્રાણીયો બાહ્ય ત્યાગ ગમે એટલો કરે તોપણ શું કામનો ?

૨૬. જેમ કેટલાએક મનુષ્યો વ્યવહારના કાર્ય કરવાને માટે પીતળના દાગીનાને સૂવર્ણનો ઓપ ચડાવી પોતાનું કાર્ય સાધી લીયે છે, અને કાર્ય પૂર્ણ થતા તે દાગીનાનો ત્યાગ કરે છે;

કારણ કે તે મનમાં સમજે છે કે આ ખોટા છે. તેમજ જ્ઞાની પુરૂષો આત્મ સાધના રૂપી કાર્ય સાધવા શરીરને અમુક પ્રકારની વસ્તુઓથી સાચવે છે, પણ તેમાં આસક્ત બનતા નથી; અને કાર્ય સિદ્ધ થતા શરીરને છોડી અશરીરી બને છે.

૨૭. વ્યભિચારાદિ દુષ્ટ કાર્યોમાં આનંદ માનનાર બિચારા બાળ જીવો બાહ્ય ધર્મ કરીને કર્મ બંધનની બેડીઓ શું તોડી શકવાનાં હતા ?

૨૮. બાહ્ય સુખ દુઃખ ને અજ્ઞાનનાં પડળને લઇને આત્મા પોતાનું માને છે, અને તેથી જ પોતે પોતાને ભૂલી જાય છે.

૨૯. સ્વાર્થાંધતા એ જ જ્ઞાનનો ઘાતક છે, સ્વાર્થાંધતા એ જ મોક્ષ-માર્ગમાં વિઘ્ન રૂપ છે, અને સ્વાર્થાંધતા એ જ વિશાળ દૃષ્ટિને દાબી દેનાર છે. માટે સ્વાર્થાંધતાને દૂર કરી સર્વ પ્રત્યે સમ-ભાવી બનવું એ જ શ્રેયસ્કર છે.

૩૦. નાના બાળકોને ભવિષ્યના “ મહાન વિર પુરૂષો અને નરરત્ન ” બનાવવા માટે અશુદ્ધ વાતાવરણથી દૂર રાખી કોઇ શાંત પ્ર-દેશમાં ઉત્તમ અને પવિત્ર ચારિત્રવાન શિક્ષકોનાં હાથ નિચે એકાન્ત બ્રહ્મચર્યનાં પાલની સાથે રાખવાને સમાજનાં નેતા-ઓએ પ્રયત્ન કરવો એ જરૂરનું છે. પણ સમાજ નેતાઓની ઉંઘ કયારે ઉડશે ? અને ગુરૂકુળ જેવી સંસ્થા કયારે સ્થાપશે ?

૩૧. ખરા શિક્ષકનાં લક્ષણો એ હોય છે કે વિદ્યાર્થિઓ પ્રત્યે સ્નેહ-ભાવ રાખી જીજ્ઞાસુ વૃત્તિ ઉત્પન્ન કરાવે. કારણ કે જીજ્ઞાશુ વૃત્તિથી થોડી મહેનતે ઘણું જ્ઞાન મેળવી શકે છે, અને લાંબો વખત તે જ્ઞાન રહી શકે છે. પણ જીજ્ઞાસુ વૃત્તિ વિના વેઠરૂપ

લિખેલું જ્ઞાન ઝાઝી મહેનતે થોડુ મળે છે, અને તે પણ લાંબો વખત રહી શકતું નથી. માટે શિક્ષકે વિદ્યાર્થિને જીજ્ઞાસુ વૃત્તિ ઉત્પન્ન કરવી જોઇએ.

૩૨. જેના ઘરમાં અશુદ્ધ વિચારોનું વાતાવરણ, અશુદ્ધ પ્રવૃત્તિ, અને અસ્લીશ ભાષાનું જોર દિન પ્રતિદિન વધતું જાય તે ઘરની પ્રજા ભવિષ્યમાં કુલાંગાર બને તેમાં શું આશ્ચર્ય !

૩૩. કોઇની સાથે મિત્રાચારી કરતા પહેલા તેની મિત્રાચારી ગ્રાહ્ય છે કે નહિં તે સબંધી દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરી સત્ય લાગે તો જ મિત્રાચારી કરવી. ઉજળુ એટલું દુધ માની ફસાઇ પડવું નહિ.

૩૪. આત્મ કલ્યાણ ઇચ્છનારાઓ સંસારનાં માયાવી પદાર્થો પર કાળજી રાખે છે એ ભુલ ભરેલું છે અને સત્પુરૂષોનાં વચનો પર કાળજી રાખે છે એ ડહાપણ ભરેલું છે.

૩૫. હંસ દુધ પાણીમાંથી દુધને જ ગ્રહણ કરે છે તેમ ગુણગ્રાહી પુરૂષોની દૃષ્ટિ ગુણ જ ગોતે છે અને ગુણમય બને છે. કેવો આનંદ ?

૩૬. પવિત્રાચરણવાળા આત્માઓની સત્કીર્તિ સુગંધી પુરૂષોની માફક ચોમેર ફેલાય છે. જેને લઇ ધીમે ધીમે કર્મ મુક્ત થઇ તે આત્માઓ અખંડ સુખના ભોક્તા બને છે.

૩૭. દૃઢ નિશ્ચયથી જનહિતકારી કાર્યમાં યાહોમ કરવા જતા અનેક મુશ્કેલી આવી પડે તોપણ જે મનુષ્ય તે સત્કાર્યને છોડતા નથી તે જ વિજય માળા પ્રાપ્ત કરી શકે છે.

૩૮. અનેક જ્ઞાનીઓનાં રચેલા પવિત્ર પુસ્તકો–શાસ્ત્રોનું વાંચન કર્યા

પછી જીવન કંઈ સુધરે નહિ, અને અનીતિમય જીવન રહે તો તેણે પુસ્તકોનું વાંચન કર્યું જ નથી. પણ ફક્ત પાના જ ઉથલાવી ગએલ છે, એમ જ સમજવું.

૩૯. માનસિક ભૂમીમાં વિશુદ્ધ સંકલ્પ રૂપી બીજને વાવવાથી સત્ય રૂપી વૃક્ષ ઉત્પન્ન થાય છે અને તે સત્ય વૃક્ષ મ્હોટું થવાથી તેને પવિત્ર કર્તવ્ય રૂપી મધુર ફળો આવે છે અને એ ફળો જન સમુહને એટલા પ્રિય અને લાભદાયક થઇ પડે છે કે તેનું વર્ણન સમર્થ વિદ્વાનો પણ કરી શકતા નથી.

૪૦. હિત બુદ્ધિથી કોઇને સત્ય વસ્તુનું ભાન કરાવવામાં આવે, અને સામા માણુસને તે ન રૂચે, અને ઉલટો હિત બુદ્ધિથી સત્ય કહેનાર પર દ્વેષ કરે, ત્યારે માનવું કે તે સત્યનો જીજ્ઞાસુ નથી. તેમ જ તેનો દિવસ પરવાર્યો છે.

૪૧. અજ્ઞાનમાં અથડાતા બીચારા બાળ જીવોનું હિત કરવા માટે અનેક મુશ્કેલીઓ અને દુઃખો સહન કરી જ્ઞાન આપી સત્ય માર્ગે ચલાવવા પ્રયત્ન કરનારને ક્રોડો ધન્યવાદ છે. વંદન હો તેવા પવિત્ર આત્માઓને !

૪૨. આર્થિક સ્થિતિ નબળી હોવાથી તેમજ લેણુદારોનું દેવું ભરવાનું હોય તે વખતે કેટલાએક અનિતીથી દ્રવ્ય એકઠું કરવા ધારે છે અને તેથી વધુ પાયમાલી વહોરે છે પણ તેવે વખતે ધૈર્ય રાખી નીતિમય જીવન ગુજારે તો પરિણામે તે વિ[illegible] [illegible]ાપ્ત કરી સુખને ભોગવે છે.

૪૩. વિ[illegible]ૃત્તિ તૃપ્ત કરવાને માટેજ જો લગ્ન થતા હોય તો તે ઉ[illegible] લગ્ન નહિ પણ રાક્ષસી–પાસવ લગ્ન જ કહેવાય

છે આ લગ્નથી જોડાતા બન્નેનું અહિતજ થાય છે.

૪૪. "વચન ભંગ થવું એ મહા પાપ છે." એમ કહેનારા પોતેજ વચનનું ભાન કે ઠેકાણું ન રાખે તો મનુષ્યોની શ્રદ્ધા તેવાઓ પ્રત્યે કેવી રહે ?

૪૫. મનુ સ્મૃતિમાં કહ્યું છે કે "પત્નિ સુરક્ષીત થવાથી સંતાનની, ચારિત્રની, કુટુમ્બની, પોતાની, અને ધર્મની રક્ષિત બને છે." મહાભારતમાં પણ કહ્યું છે કે "ભાર્યા એ પુરૂષનું અર્ધાંગ છે, ભાર્યા એ પુરૂષનો સર્વોત્તમ મિત્ર છે, ધર્મ, અર્થ, ને કામની પરિપૂર્ણતા માટે અને સંસાર સાગર તરવા માટે મુખ્ય સાધન સ્ત્રી છે.

૪૬. અનીતિથી ઉત્પન્ન કરેલ પૈસાથી દુધપાક જેવા ઉત્તમ ભોજન ખાવામાં જે આનંદને સ્વાદ નથી આવતા તેથી હજાર ગણો નીતીથી પ્રાપ્ત કરેલ પૈસાથી મળતા રોટલો કે જે લુખો હોય તો પણ તેમાં આનંદ અને સ્વાદ અલૌકીક મળેછે.

૪૭. પગમાંથી કાંટો કાઢનારના ઉપકારને ભૂલી જનાર જ્યારે કુદરતનો ગુન્હેગાર ગણાય છે તો પછી જેણે મહન વિપત્તિઓમાંથી મુક્ત કરેલ હોય તેના ઉપકારનો બદલો વાળવો જોઇએ એમાં શું આશ્ચર્ય ?

૪૮. ઘરનાં નાયકો-વડીલોમાં ગંભીરતા, સમય સૂચકતા, અને વિશાળ દૃષ્ટિએ ત્રણ ગુણ તો અવશ્ય જોઇએજ. તેમજ સત્ય વૃત્તિ પણ હોવીજ જોઇએ.

૪૯. દુઃખદ સ્થિતિથી કંટાળી જઇ કુદરતને કે પરમેશ્વરને ધિક્કારવા કરતા પોતાનાં પૂર્વકૃત કર્મનું જ આ પરિણામ છે

એમ વિચારી કર્મને જ ધિક્કારવા ઉત્સુક બની દુષ્ટ કર્મ કરતા પાછા હઠવું એનું નામજ જ્ઞાન અને સત્ય શોધક વૃત્તિ કહેવાય.

૫૦. પવિત્ર સ્થળમાં રહેવાથી વિચારો પવિત્ર થાય છે, અને પવિત્ર વિચારનો જથો વધવાથી પવિત્ર આચરણ થાય છે. જેને લઇ પવિત્ર ગતિ પ્રાપ્ત થઈ શકે છે.

૫૧. વિપત્તિ વખતે સહાય આપનાર તરફ જે પ્રેમની લાગણી સ્ફુરી રહે છે, તેવીજ પ્રેમની લાગણી કાયમ સુધી ટકાવી રાખનાર ઉપકારનાં બદલામાં અપકાર કદિ પણ કરી શકતો નથી.

૫૨. ઇષ્ટ વસ્તુનો સંયોગ અને વિયોગ એ પુર્વકૃત કર્માનુસાર બને છે, એમ એકાન્ત નય સ્વિકારનાર મિથ્યાભિમાની સમજવો. કારણ કે શાસ્ત્રકારોએ અનેકાંન્ત નય બતાવેલા છે.

૫૩. પાત્રને જ્ઞાન આપવું એજ લાભ દાયક છે. પણ અપાત્રને જ્ઞાન આપવાથી સર્પને દુધ પાઈ ઉછેરવા જેવું છે. માટે જ્ઞાન આપનારે પાત્રાપાત્રનો પુરનો વિચાર કરવો જોઇએ.

૫૪. નીતિમય જીવન ગુજારવા છતા માથે વિપત્તિ આવી પડે ત્યારે નશીબને ઓલંભા આપી બેસી રહેવા કરતા સદુદ્યોગ કરવો એજ ડાહ્યા મનુષ્યનું કર્ત્તવ્ય છે.

૫૫. અનીતિથી અઢળક લક્ષ્મી પ્રાપ્ત થતા છતાં તે લક્ષ્મીની લેશ પણ તમા નહિં રાખનાર મનુષ્યની રહેણી કહેણી ખરેખર અનુકર્ણિય હોય છે.

૫૬. દુશ્મન પ્રત્યે પણ સમભાવ રાખી તેને મિત્ર બનાવનાર મનુષ્યજ દેશની, સમાજની, અને ધર્મની, ઉન્નત્તિ કરી શકે છે.

૫૭. સ્ત્રીઓને કૌમારીવસ્થામાં જેમ પ્રાથમિક શિક્ષણ આપવામાં

આવે છે તેમ તેની સાથેજ ધર્મ, સ્ત્રી તરીકેનું કર્ત્તવ્ય, પુત્રો અને પતિ તરફની ફરજો શિખવવામાં આવે તો તે સ્ત્રી એક આદર્શરૂપ થઈ શકે.

૫૮. જેમ જેમ સ્ત્રીઓ સુશિક્ષીત, કર્ત્તવ્ય પરાયણ, અને સતિત્વનાં આવેશવાળી બનતી જશે તેમ તેમ પવિત્ર હિંદ ભુમીની ઉન્નતિનો ભાનુ પ્રકાશ નજીક આવતો જશે.

૫૯. સ્ત્રી વિના ઘર નથી, ઘર વિના પ્રજા નથી, પ્રજા વિનાં રાજા નથી અને રાજા વિના દેશનો કોઈ રક્ષક નથી. એમ ધારી સ્ત્રીઓને સુશિક્ષીત બનાવવા માટે ઉત્તમ કાળજી રાખવી.

૬૦. જેમ જાળમાં સપડાએલ મચ્છી છુટવા માટે ગમે એટલો પ્રયત્ન કરે તો તે નકામો છે, તેમ મોહજાળમાં સપડાએલ પ્રાણી આધિ, વ્યાધિ, ઉપાધિના દુઃખથી છુટવા પ્રયત્ન કરે તો તે પણ વ્યર્થ છે.

૬૧. પોતાને સુધારનાર અને દુર્ગુણથી પાછા હઠાવનાર પ્રત્યે તિરસ્કાર કરવામાં આવે, અને તેનાજ દુર્ગુણ શોધી આપવા ખોટા કલંક ચડાવી હલકાઇ કરવામાં આવે, એ માનુષી નહિં પણ રાક્ષસી કર્ત્તવ્ય છે.

૬૨. "નાના બચ્ચાઓ એજ દેશની દોલત છે" એમ ધારી તેને ઉંચ સંસ્કારી બનાવવા માટે જે જે પ્રયાસો કરવામાં આવે છે, તે તે પ્રયાસોનો જેવો જોઇએ તેવો આશય બર આવતો નથી માટે તે બચ્ચાઓની માતાઓને જ સુશિક્ષીત અને કર્ત્તવ્ય પરાયણ બનાવવા માટે કોશીશ કરો જેથી બચ્ચાઓ તેની મેળેજ ઉંચ સંસ્કારી બની જશે. કારણ કે જેની માતા

ઉંચ સંસ્કારી હશે તેના બચ્ચાઓ તેવા થવામાં શું નવાઇ?

૬૩. રાજ્યના શત્રુઓનો નાશ ન થાય અને અનીતિથી જુલમ ગુજારનાર રાજાઓનો નાશ ન થાય ત્યાં સુધી જેમ પ્રજાને શાંતિ કે આનંદ મળી શકતો નથી, તેમ ધર્મને નામે ધતીંગ કરનારા ધર્મગુરૂઓનો અસ્ત થાય નહિ ત્યાં સુધી સમાજ કે ધર્મની વૃદ્ધિ થઈ શકે જ નહિં.

૬૪. જેમ ગુણી પુરૂષોનાં વધુ સહવાસથી ગુણની વૃદ્ધિ થાય છે, તેમ દુર્ગુણીના વધુ સહવાસથી દુર્ગુણની ઉત્પત્તિ થાય છે. તો તેવાઓથી જ દૂરજ રહેવું એ વધારે સલામતિ ભરેલું છે.

૬૫. અધિકાર મેળવ્યા પછી અધિકારનાં મદમા છકીજઈ બીચારા ગરીબ લોકોને રંજાડી પૈસા લુંટી લેનાર અધિકારી નહિં પણ રાક્ષસોજ કહેવા જોઇએ. એવા રાક્ષસોથી દેશનું, રાજ્યનું, કે પ્રજાનું શું હિત થવાનું હતું?

૬૬. કૌમારીકા એ કે જે એક વખત તેના જ જેવી કૌમારીકાઓની માતાઓ થવાની છે. માટે તે કૌમારીકાઓને ભવિષ્યમાં હિંદની મહાન દેવીઓ પણે જોવા ઇચ્છા હોય તો તેને લાયક આ શિક્ષકનાં હાથ નીચે સોંપી દીયો.

૬૭. હાલની કન્યાશાળાઓમાં પુરૂષ શિક્ષકો રાખવાની પદ્ધતિ બીલકુલ પસંદ કરવા લાયક નથી. કારણ કે તે શિક્ષકો કર્ત્તવ્ય ભ્રષ્ટ હોવાથી બાળાઓને કર્ત્તવ્ય ભ્રષ્ટ બનાવી રક્ષકની બદલીમાં ભક્ષક રૂપ બને છે.

૬૮. પવિત્ર હિંદ ભુમીનું ભવિષ્ય શિક્ષકોના હાથમાં છે. (ધર્મ ગુરૂઓ, વ્યવસ્થાપકો, સમાજનેતાઓ, વિદ્વાનો, પંડીતો, લેખકો અને

વક્તાઓ એ બધા શિક્ષકો જ કહેવાય.) જો શિક્ષકો પોતે કર્તવ્ય પરાયણ, સુશીક્ષિત, સત્યના જીજ્ઞાસુ, નિષ પક્ષપાતી, નીતિજ્ઞ, ગુણજ્ઞ, ધર્મજ્ઞ, અને પરોપકારી હોય તો તેમનાં શિષ્યો પણ તેવા જ થાય છે. અને જો અધમ, જુલમી, ધર્મોધ, માથા કપટી, અહંકારી, સ્વાર્થાંધ, ક્ષુદ્ર હ્રદયવંત, અને કૃતધ્ની હોય તો તેમનાં શિષ્યો પણ તેવાજ થાય છે.

૬૯. સ્ત્રીઓ આપસ આપસમાં મળી સ્ત્રીયોન્નતિના માર્ગપર વિચાર ચલાવે, અને એજ પ્રમાણે રથનાં બને ચક્રો એક સાથે જ પ્રયત્ન કરે, તો મોટામાં મોટું ભગીરથ કાર્ય પણ સહેલાઇથી પાર પડે.

૭૦ સુરૂપ કે કુરૂપ ગમે તેમ હોય તોપણ પતિએ સ્ત્રીનો પરમેશ્વર છે. તેને હીરાથી અધીક માની તેની સેવા કરવાને બદલે અન્ય પુરૂષમાં આશક્ત બનવું એ જાણી કરીને અમૃતના પ્યાલાને ઢોળી નાખી ઝેર ધોળી પિવા જેવું છે.

૭૧. શાંતિ, આરોગ્યતા, ઐકયતા, વિશુદ્ધ પ્રેમ, વિજય વિગેરે ઉત્તમોત્તમ વસ્તુઓ જેને મેળવવી હોય, તેઓએ સ્ત્રીઓને સુશિક્ષીત અને કર્ત્તવ્ય પરાયણ બનાવવા પુરેપુરી મહેનત કરવી. કારણ કે તે વિના ઉપરોક્ત વસ્તુઓ મળે તેમ નથી.

૭૨. ગુણ વિનાના હોય તે જ ગુણી તરીકે—મહાત્મા તરીકે પૂજાવા આત્મશ્લાધા કરી ખોટો ડોળ ઘાલે છે. પણ મહાત્મા પુરૂષોનું મહાત્મ તો તેમનાં ઉંચ અને પવિત્ર ચારિત્ર વડે જ આપો આપ પ્રકાશી નિકળે છે.

૭૩. જયારે પૂર્વના માઠા કર્મનો ઉદય થાય છે, ત્યારે મિત્ર પણ

શત્રુ થાય છે. તો તેવે વખતે કોઇના પ્રત્યે દ્વેષ ભાવ રાખ્યા વિના પોતાના કર્મનોજ વાંક કહાડી સમતાભાવે સહન કરવું એજ ડાહ્યા મનુષ્યનું કર્ત્તવ્ય છે.

૭૪. જે બોલવાથી પરતુ તેમજ પોતાનું કાંઇપણ હિત ન સધાતું હોય, અને ઉલટો વિરોધ વધતો હોય અથવા કોઇને નુકશાન થતું હોય તેવે પ્રસંગે મૌન્યજ રહેવું જોઇએ. વિદ્વાનો કહી ગયા છે કે "ન બોલવામાં નવ ગુણ" એ તદન સત્યજ છે. પણ એવાજ પ્રસંગેજ.

૭૫. હરકોઈ સત્કાર્ય કરવામાં બે ગુણ અવસ્ય જોઇએજ. એક દઢતા, અને બીજો જાહેર હિમ્મત. એ બે ગુણ વિનાના મનુષ્યો કુટુમ્બની, દેશના, સમાજની, કે કોઇની ઉન્નત્તિ કરી શકતાજ નથી.

૭૬. હરકોઇનું ભલું કરવું એ પુરૂષોની, પતિ ભક્તિ કરી તેના સત્કાર્યમાં સહાય કરવી એ સ્ત્રીની, અને માબાપની ભક્તિ કરી તેને સુખ આપવું એ પુત્રોનો ખાસ કરીને ફરજ છે.

૭૭. વ્યભિચાર, જુગાર, કે એવાજ કોઇ દુર્વ્યશનમાં લક્ષ્મીને ઉડાડી દેનાર એજ લક્ષ્મીનો અનાથ સમજવો. પણ તે લક્ષ્મીનો મનુષ્યોનાં હિત અને રક્ષણ માટે વ્યય કરે તો દેશની ઉન્નત્તિ થવામાં શું વાર લાગે?

૭૮. સત્ય અને મધુર બોલનાર, નીતિ ન્યાય યુક્ત જીવન ગુજારનાર, અને પરગજુ મનુષ્ય સર્વ સ્થળે વિજય મેળવે તેમાં શું આશ્ચર્ય!

૭૯. પોતાનું સર્વસ્વ લુંટાઇ જતું હોય તો પણ તેની દરકાર કર્યા

વિના પરનું જ ભલું કરે તો તે મહાન પુરૂષ જગને વંદનીય છે.

૮૦. પોતાનુ અહિત સાધનાર કે ઇચ્છનાર પ્રત્યે પણ ક્ષમા રાખી સમભાવની પ્રણાલીકામાં પ્રવૃત થનાર મનુષ્ય કર્મ બંધનથી મુક્ત થાય છે.

૮૧. સમય સૂચકતા, અને ધીરજથી જેવું કાર્ય થઇ શકે છે તેવું કાર્ય ઉદ્ધતાઇથી કે ઉછાંછળા પણું રાખવાથી થઇ શકતું નથી. સાહસ કાર્ય પરિણામે પશ્ચાતાપ અને દિલગીરી સિવાય કંઈ પણ આપી શકતું નથી.

૮૨. " મનને વશ થતા પહેલા મનને વશ કરવું. " એ આત્માર્થિનું લક્ષણ છે. કારણ કે મનને વશ કરનાર મનુષ્ય ધારે તો સર્વશ્વને વશ કરી શકે છે.

૮૩. હીંસા કરી આજીવિકા કરનાર કસાઇ જેવા હજુ સારા છે કે પોતાના બાળ બચ્ચાનું રક્ષણ કરે છે. પણ કન્યા વિક્રય કરનાર તો તેથી પણ અધમ છે કારણ કે દિકરીઓ વેચી તેના પૈસાથી અનાજ કહો કે માંસ ખાય છે. આવા અને તેવા કાર્યની દલાલી કરનારા મનુષ્યોથી દેશ વિગેરેનું શું હિત સધાવાનું હતુ ?

૮૪. અગ્નિમાં સળગાવ્યા છતાં પણ સુખડ સ્વ સુગંધતા તજતી નથી. તેમ સજ્જન મનુષ્યો વિપત્તિ રૂપિ ચિતામાં દગ્ધ થયા છતાં પણ પોતાની સજ્જનતાઇ છોડતા નથી. આવા વિરનરોની પ્રસંસા ચોમેર વગર પાંખે પ્રસરી રહે છે.

૮૫. સત્ય રૂપી બગીચાને ફરતો વજ્, નો અભેદ કિલ્લો છે જો તેને બરાબર સંભાળવામાં આવે તો અસત્ય રૂપિ ચોર

અંદર પેશી શકતો નથી અને સત્ય બગીચાના પુણ્ય રૂપી સુંદર ફળ લુંટી શકતો નથી.

૮૬. ભ્રમણા અને ભૂલ એ બન્ને પેલી દ્રષ્ટિ એ પ્રિયકર લાગે છે, પરંતુ સત્ય પેલી દષ્ટિ એ આવકાર દાયક થતું નથી. કારણ કે નગુણી મનુષ્ય ભવ સત્યની કીમત જાણ્યા છતાં પણ ભ્રમણા અને ભૂલને પ્રથમ વધાવી લેછે. આનું નામ કેવળ અજ્ઞાનતાજ.

૮૭. જે મનુષ્ય સંસાર સાગરને તરતા શીખ્યો નથી તે મનુષ્ય કદાચ પૃથ્વિપરનાં સમુદ્રો તરી જતો હોય તો જ્ઞાનીની દષ્ટિ એ તેને તરતા આવડતું જ નથી માટે સંસાર સાગર તરતા શિખવું એ જરૂરનું છે.

૮૮. ઉત્સાહ અને પ્રેમ આગળ મહાન કાર્ય પણ સહેલાઇથી પાર પાડી શકાય છે. અને નિરૂત્સાહ તથા અરૂચી આગળ અલ્પ કાર્ય પણ મહાન સ્વરૂપ ધારણ કરે છે. માટે દરેક સ્તુત્ય અને પ્રશંસનીય કાર્યમાં સપ્રેમ પૂર્વક ઉત્સાહી બનવું.

૮૯. ખાળ, ગટરનું કે એવું જ કોઇ દુર્ગંધી પાણી ગંગામાં જવાથી ગંગાજળ બનીં પવિત્ર થાય છે, તેમ દુર્ગુણી અને દુર્જન મનુષ્યો સત્પુરૂષોના સમાગમમાં આવવાથી પવિત્ર થાય છે.

૯૦. એક બાજુ દુનિયાના સર્વ સૂખને મૂકો અને બીજી બાજુ ક્ષણુમાત્રના સત્સંગના લાભને મૂકો તો બન્ને પલ્લામાંથી સત્સંગનું પલ્લુ ઉંચું આવશે માટે સત્સંગ કરવો એ આત્માર્થિ મનુષ્યનું પ્રથમ કર્તવ્ય છે.

૯૧. જ્યાં ઐકયતા છે ત્યાંજ વિજય છે, સત્ય છે ત્યાંજ કાર્યની સફળતા અને સન્માન છે, અને જ્યાં દિર્ઘ દષ્ટિ છે ત્યાંજ મહત્વપણું છે. માટે દરેક સુખેચ્છુ મનુષ્યે એ ત્રણ ગુણને અવશ્ય પોતે ખીલવવા જોઇએ.

૯૨. ધુમ્ર વિનાના અગ્નિને ધાતુના વાસણુમાં ઉચકવાથી તે વાસણુ ધગી જાય છે. એટલુંજ નહિ પરન્તુ તેને ઉચકનાર પણુ પોતાની મુર્ખતાના પરિણામે દગ્ધ થાય છે તેમ દુષ્ટ પ્રવૃતિ રૂપિ અગ્નિ દુર્ગુણરૂપી વાસણુમાં ઉચકવાથી તે વાસણુ ધગી જાય છે. ( બલકે દુર્ગુણુની વૃદ્ધિ થયા કરે છે. ) એટલુંજ નહિ પણુ તે વાસણુને ઉચકનાર પોતાની મૂર્ખતાને લીધે દારૂણુ દુઃખનો ભોક્તા થઇ આકુળ વ્યાકુળ બને છે.

૯૩. દારૂ ગોળા સહીત ભરેલી તોપ ને યોગ્ય સ્થળે અગ્નિ લગાડવાથી ત્વરાએ ગોળો બહાર પ્રવેશ કરી તેમનાં અસખ્ય છરાઓ ચોમેર ઘેરાઇ રહેલ દુશ્મનોનાં દળને વિંધી નાખે છે તેમ દયાર્દ્રતા રૂપિ દારૂ અને ગૌણુતા રૂપિ ગોળા સહીત ધૈર્યતા રૂપી તોપને તપરૂપી અગ્નિનો યોગ્ય સ્થળે સ્પર્શ થવાથી પુરૂષાર્થરૂપી ગોળો પ્રવેશ કરી તેમાના સ્તુત્ય કર્ત્તવ્યોરૂપી છરાઓ ચોમેર ઘેરાઇ રહેલ કર્મરૂપી સુભટોના દળને વિંધી નાખે છે.

૯૪. મહાત્માઓનું નામ જાની તેના પ્રત્યે ભક્તિ ભાવ કરી મરી ફીટનારાઓ એ પ્રથમ તેઓનાં હૃદય અને રહેણી કહેણી એક છે કે નહિં ? તેની પુરતી તપાસ કરવી. અને જો તપાસનાં પરિણામે હૃદય સત્ય—નિષ્કપટી અને રહેણી કહેણી એકજ હોય તો તેઓને સર્વસ્વ અર્પણ કરતા અચકાવું નહિ. પણ માત્ર બાહ્ય ડોળથી પગંગીયાની માફક ઝીપલાય જઇ પોતાનું લુટાવાઇ દેવું નહિ.

૯૫. જે મનુષ્યો વસ્ત્રાલંકારોથી વિભુષિત બની ગાડી ઘોડામાં આનદથી મહાલે છે પરન્તુ ગરિબોની ગરીબાઇ તરફ દૃષ્ટિ માત્ર

પણ કરતા નથી તે મનુષ્ય રૂપે મડ઼ાઓ સમજવા.

૯૬. ખાસ ઇરાદા પુર્વક પક્ષપાતથી લાખો રૂપિઆની દોલત જમી જનારા કોઇભી જ્ઞાતી, કોમ, કે સમાજના વ્યવસ્થાપકો વ્યંતર રૂપે દરેક વ્યક્તિનું દ્રવ્ય રૂપિ સત્વ ચુશી લેછે માટે તેવા વ્યવસ્થાપક રૂપે રહેલા વ્યંતરોને "જ્ઞાતી, કોમ, કે સમાજનાં દરેક વ્યક્તિઓએ" સંયુક્ત બળથી પદભ્રષ્ટ કરવા મક્કમ પણે આગળ વધવું.

૯૭. દેશના, ધર્મના, સમાજના, જ્ઞાતિના, કે કોઈ પણ સંસ્થાના નાયકો " મારૂં તેજ સારૂં " એજ સિદ્ધાતને વળગી રહે તો તે દેશ, ધર્મ, સમાજ, જ્ઞાતિ કે સંસ્થા વ્હેલી નાશ પામે છે. પણ નાયકો,–અગ્રેસરો,–નેતાઓએ તો " સારૂં તેજ મારૂં " એજ સિદ્ધાંતની પૂજા કરવી જોઇએ.

૯૮. મનનાં મુખ્યત્વે ચાર વિભાગ છે. ૧ ક્ષિપ્રમન, ૨ વિક્ષેપ મન, ૩ મુંઢ મન, અને ૪ એકાગ્રમન. ઉક્ત મનનાં ચાર વિભાગો પૈકી જે મનુષ્ય એકાગ્ર મનને વળગી રહે છે, તેજ મનુષ્ય વિજય માળા નિજ કંઠાગ્રહમાં ધારણ કરે છે.

૯૯. કાયા રૂપિ સુંદર નૌકાનાં પવિત્ર પ્રતાપથી સંસાર સાગરમાં પરિભ્રમણ કરી આત્મોન્નત્તિની અમુલ્ય ચાવી પ્રાપ્ત કરી શકાય છે. માટે તે નૌકા રોગ રૂપી ભયંકર ખરાબાઓને લઇ નષ્ટ ન થઇ જાય તેને માટે પ્રથમ તો મીતાહારી થવાની ખાસ જરૂર છે.

૧૦૦. જેમ ધન–દ્રવ્યવાન મનુષ્યો ઘણું કરી સાંસારિક દુઃખો ભોગવી શકતા નથી, તેમ જ્ઞાનવાન મનુષ્યો આત્મવિપત્તિ

એટલે અજ્ઞાનથી જન્મ પામતિ વિપત્તિઓથી ઘેરાતા નથી. એ જ્ઞાનની બલીહારી છે.

૧૦૧. જ્યારે ને જે વખતે જે કાંઇ મળ્યું તે ખાખા કરવું એવી શ્વાનવૃત્તિ ભવિષ્યમાં આપણી જીંદગીને જબરજસ્ત ધક્કો લગાડનાર થઇ પડે છે.

૧૦૨. બાળકો જે ભવિષ્યમાં મહાન પુરૂષો થઇ શકે તેવા છે, તેઓની બાલ્યાવસ્થામાં માબાપની ગેર કાળજીથી સંભાળ ન લેવાય, અને સુશિક્ષણ ન અપાય—સારા સંસ્કાર પાડવામાં ન આવે તો તેઓ અનેક પ્રકારની અનીતિમય પ્રવૃત્તિમાં પ્રવૃત થઇ આખું જીવન અનીતિમાંજ પૂર્ણ કરે છે. માટે પ્રથમથી જ માબાપે કાળજી રાખવી જોઈએ.

૧૦૩. શિયળ પાળવાથી શરીર નિરોગી, તેજસ્વી, અને કૌવતવાન, બને છે, જ્ઞાન તંતુઓ મજબુત બની મનોબળને સુદૃઢ બનાવવા પ્રયાસ કરે છે, અને જગતમાનાં મહાભારત કાર્યોની અંદર પ્રવેશ કરવા સહાનુભુતિ અર્પે છે.

૧૦૪. પ્લેગ આદિ મહા રોગો ફાટી નિકળવાનું મુખ્ય કારણ ઝેરી જંતુઓ જ છે. જ્યાં સુધી તે ઝેરી જંતુઓનાં સ્થાનકો શુદ્ધ કરવામાં ન આવે ત્યાં સુધી ઝેરી જંતુઓની ઉત્પત્તિ થયાજ કરે છે.

૧૦૫. જે મનુષ્યનાં હૃદયમાં રાત્રિ દિવસ જાજલ્ય માન ક્રોધાગ્નિ રહેતી હોય તે કોઇ પણ વખતે બહાર આવી અનેક અનર્થ કરે છે પોતાની અને ઘણી વખત પરની પાયમાલીનું બીજ રોપે છે. માટે જેમ બને તેમ ક્રોધાગ્નિથી અલગજ રહેવું. તેને તો ' નવગજનાં નમસ્કાર કરવા. '

૧૦૬. પ્રમોદ ભાવના, મૈત્રિ ભાવના, કારૂણ્ય ભાવના, અને મધ્યસ્થ ભાવના રૂપ સુંદર પુષ્પો જેની હૃદયભૂમિમાં ખીલી સુગંધ પ્રસારે છે. તેવા હૃદયમાં દુર્ગુણની દુર્ગંધી કદી પેસવા જ પામતી નથી તો પછી તેને કોઇનાં ગુન્હેગાર થવાનું જ કયાંથી બને !

૧૦૭. 'वसुधैव कुटुंबक' એ મહાન સૂત્રને ટુકડા કરી તેના પર દ્વેષ રૂપિ મસી લગાડનાર ગમે તેવી શક્તિ વાળો હોય તો પણ એ એક રંક- દયા ખાવા જેવોજ છે કારણ કે એનું કદિ શ્રેય થતું જ નથી.

૧૦૮- જ્ઞાની પુરૂષો જગત્ માંહેની દશ્ય વસ્તુઓ જેમકે સમુદ્ર, સરિતા, સરોવર. ઝાડ, પાન, ફળ, ફુલ, આદિમાંથી પણ આત્મ તત્વનું આકર્ષણ કરી સ્વ કાર્ય સાધી શકે છે.

---

# " सतिओनां सतित्वनी कसोटी. "

**પ્રિય વાંચક !**

પ્રથમ ભાગમાં કનકાપુરીનાં મહારાજા કરણસિંહનો પુત્ર જયસિંહ શિકાર કરવા જતા ભયંકર અટવિમાં ભુલો પડી જવાથી લુંટારાઓના ત્રાસદાયક જુલમ નિચે સપડાએલ મણિપુર નગરનાં પ્રતાપસિંહ રાજાની પુત્રિ સાત પુષ્પાને બચાવી છેવટે વિષ્યાંધ વ્યંતર દેવીનાં પંજામાં નિરૂપાયે ફસાઇ પડયો છે. સાત પુષ્પા પોતાનાં મોસાળ પક્ષમાં લગ્ન મહોત્સવ હોવાથી હરીસિંહ નામનાં ખાસ વિશ્વાસુ રજપુત સાથે કેટલાક નિમકહલાલ વળાવા સહિત સુવર્ણપુર

જતા રસ્તામાં લુંટારાએ ચલાવેલી કતલને લઇ પોતાનાં સર્વે માણસો ખપી જવા છતાં પણ સતિત્વ સાચવી છેવટે એક પાણીની વાવ આગળ વિચીત્ર પ્રકારની વિપત્તિઓમાં નયનાશ્રુની સાથ પશ્ચાતાપમાં કાલક્ષેપ કરે છે. કુમાર જયસિંહની સુશિલ બ્હેનો કાંન્તાગૌરી તથા ચંપા ગૌરી અંબ રાક્ષસનાં વિકાળ હસ્તમાંથી મુક્ત થઈ રસ્તે ચાલતા સર્પાકારે વહેતી મહાન જમ્બરજસ્ત સરિતાનાં પૂર જોસમાં તણાતા ચંપાગૌરીને એક ખડક હાથ લાગવાથી કાંન્તાગૌરીનાં વિયોગ દુઃખથી વ્યાધિગ્રસ્ત બની તે ખડક ઉપર રડયા કરે છે. અને કાંન્તાગૌરી ચોમેર અથડાતી છેવટે એક વિષ્યાંધ ભીલની સહાયતા વડે સરિતા બહાર નીકળીને તે ભીલની દુષ્ટ મુરાદને લઇ પ્રાણઘાતક સમયે પણ સતિત્વની સુંદર સાડીથી પોતાનું બદન શોભાવી છેવટે "કોઇ બચાવો! કોઇ બચાવો!" એવા શબ્દોનાં ધ્વનિ તરફ ખુલી તરવારે આગળ પ્રયાણ કરી રહી છે. કરણસિંહ રાજાની પત્નિ સતિ સુંદરમતિ સગર્ભા હોવાથી ઉત્પન્ન થતા ડહોળાને લઇ મદોન્મત હસ્તિનાં ત્રાસદાયક જુલમથી વિકટ અટવિમાં રઝળતિ મહા દારૂણ દુઃખ ભોગવી રહી છે. અને મહારાજ કરણસિંહ કુટુમ્બી જનોનાં વિયોગ દુઃખથી શોકાતુર બની કર્મનાં અચળ કાનુનને માન આપી કાળ નિર્ગમન કરે છે. હવે તે સર્વ પાત્રો કેવા પ્રકારની વિપત્તિઓ વચ્ચેથી પસાર થઇ પોતાનું સત્ય આવ્યાબાદ રાખીને વિજય માળા નિજ કંઠાગૃહમાં ધારણ કરે છે તે જોવા તારી જીજ્ઞાસા ઉદ્ભવતિ હોય તો નિચેની વાર્તારૂપ સાગરમાં તારા મનો વેગરૂપી નાવને વહેતું મૂક.

અહાહા!!! દેવી! અરે ઓ ભાગ્યદેવી!! આ તને શું સુઝયું? શું તારી પ્રવૃત્તિ પરને સંતાપ રૂપ છે? શું તારી આ

જાતિ પર તને દયાની લાગણી નથી સ્ફુરતી? શું તારૂ હૃદય એ- ટલું બધું નિષ્ઠુર બની ગયું છે? વિધાત્રા! અરે ઓ ક્રૂર વિધાત્રા! હવે તો હદ થઇ. પ્રભુ! ઓ વ્હાલા પ્રભુ!! આ વિકટ અટવિની અંદર રઝળી રખડી સંકટો સહન કરવાનું વળી મારા કિસ્મતમાં કયારે લખ્યું હશે? પરમાત્મા! ઓ પવિત્ર પરમાત્મા!! શું રાજ- વૈભવનું સર્વ સુખ સ્વપ્નવત્ થયું? પતિ! અરે ઓ વ્હાલા પતિ!! આ દાસીને વનમાં રઝળતી મુકી કયાં ગયા? શું કામરતિનાં આ- નંદોત્સવને લઇ સ્ફુરતા પ્રેમરસનું પાન આપને યાદ નથી? વ્હાલા! આવો! વ્હેલા આવો!! આ પ્રિય કુમુદિની આપ ચંન્દ્રને મળવા તલપી રહી છે. હસ્તિ! અરે ઓ નિમકહરામ હસ્તિ! તેં તો કાળો કેર કર્યો. અરે! હવે હું કયાં જાઉં? શું કરૂં? હાયહાય, હવે તો હું ભયથી કંપું છું. પ્રભુ! પ્રભુ! પ્રભુ!

વાંચક!

ઉપરોક્ત શબ્દો અત્યારે કયાંથી સંભળાય છે? ચાલો તેને તપાસીએ.

રાત્રિનો સમય હતો, વનદેવી વિચીત્ર પ્રકારની પ્રવૃત્તિમાંથી નિવૃત્તવા સર્વાંગને સ્થિર કરવા લાગી, ચોમેર તિમીરતાનું પરિબળ પ્રકાશવા લાગ્યું, વિહંગો વૃક્ષોની સુંદર ઘટામાં નિદ્રા દેવીનું આરા- ધન કરવા લાગ્યા, પાસ પાસે રહેલા વૃક્ષો પવનનાં ઝપાટાથી આપ- સ આપસમાં અથડાઇ ભયંકર ધ્વનિ પ્રગટ કરવા લાગ્યા, અને સિંહ, વાઘ, વરૂ વિગેરેની ભયંકર ગર્જનાઓથી તે જંગલ અત્યંત ભયાનક દિસવા લાગ્યું. આવા સમયે ફાટેલી ચક્ષુઓ વડે ઉન્માદ દશામાં ઉશ્કેરાયલો એક હસ્તિ રતિદેવીને લજ્જાસ્પદ બનાવનાર

સુંદર ભરયૌવાન સુંદરીનું હરણ કરી સામેથી ત્વરાએ દોડતો ચાલ્યો આવે છે. વાંચનાર ! તે કેળનાં સ્થંભ જેવી કોમળ જાંગવતી, અને ગુલાબનાં પુષ્પ જેવી મનોહારી દિવ્ય સુંદરી કોણ છે ? તે જાણવા તારૂં હૃદય ઉત્સુક થઇ રહ્યું હોય તો તે "પ્રથમ લખેલા શબ્દો વડે અશ્રુપાત જાહેર કરનાર" કનકાપુરીનાં મહારાજા કરણસિંહની પત્નિ સુંદરમતિ છે.

હાથી દોડયો તે દોડયોજ કિંચીત્ર માત્ર પણ કયાંય ઉભો રહ્યો નહિં મોટી મોટી છલંગો મારતો અને ભયંકર કિકીયારીઓ કરતો ઘણું દૂર જઈ પહોંચ્યો. થાક અને ક્ષુધાથી પિડાતો શક્તિ હીન બની છેવટે મંદમંદ ચાલ ચાલવા લાગ્યો.

સગર્ભા સતિ સુંદરમતિ હાથીનાં ત્રાસદાયક જુલમ વચ્ચેથી કેવી રીતે સહિસલામત બચવું એજ વિચાર કરવા લાગી. પરંતુ વિપત્તિથી મુક્ત થવાય એવો એક પણ વિચાર અંતઃકરણમાં ઉદ્ભવ્યો નહિં. હાથી ચાલ્યો તે ચાલ્યો. છેવટે ક્ષુધા દેવીને તૃપ્ત કરવાનાં વિચારથી એક આમ્રના વૃક્ષ નિચે આવી તે વૃક્ષની શાખાઓ વિગેરે ત્રોડી તેનું ભક્ષણ કરવા લાગ્યો. તેથી સમયાનુસાર વિચિક્ષણ બુદ્ધિવાળી સુંદરમતિ બરાબર લાગ જોઈ તે આમ્ર વૃક્ષની એક મોટી શાખા કે જે શાખા હાથીની પછવાડે લટકી રહી હતી તે શાખાની સહાયતા વડે ઉપર ચડી ગઇ.

પોતાને મનમાનતો ખોરાક પ્રાપ્ત થવાથી અત્યાનંદની સાથ મંદમંદ ગતિમાં આગળ પ્રયાણ કરતો અને અનેક સુશોભિત વૃક્ષોનું નિકંદન કાઢતો હાથી ઘણે દૂર નિકળી ગયો. જ્યારે તે હાથી સુંદરમતિની દૃષ્ટિ વિમુખ થયો ત્યારે વૃક્ષ ઉપરથી ઉતરી નિર્ભય સ્થળ પ્રાપ્ત કરવાનાં

ઇરાદાથી આધિ, વ્યાધિ, અને ઉપાધિ વડે જેનું ચિત્ત વ્યગ્ર બની રહ્યું છે એવી તે સુંદરમતિ કરૂણ સ્વરે રૂદન કરતી આગળ રસ્તો કાપવા લાગી. કંઠ રૂંધાઇ ગયો છે, તૃષા વડે જીવ આકુળ વ્યાકુળ થઇ રહ્યો છે, ક્ષુધાને લઇ ચક્ષુઓ ઉંડા ઉતરી ગયા છે, ગુલાબી ગાલો પર અશ્રુ પ્રવાહ વહ્યા કરે છે, રાત્રિ અંધારી હોવાથી પગમાં કાંટાઓ ભોંકાય છે, લોહીની ધારાઓ છુટે છે, ઠેસ લાગવાથી જમીન પર ઢળી પડે છે, અને પોતાનાં સુંદર કેશ કાંટાની વાડ વિગેરેમાં ભરાવાથી માથામાં અસહ્ય વેદનાં થયા કરે છે. આવી રીતે દુઃખમય રાત્રિ વિતી પ્રભાત થયું. પ્રતાપિ સૂર્ય નારાયણનાં સોનેરી કિરણો વન ભૂમિ પર ઓપિ નીકળવા લાગ્યા, વિવિધ પ્રકારનાં વિહંગો વિચિત્ર પ્રકારની ચેષ્ટાઓ સહિત મધૂર સંગિત શાસ્ત્રનું પઠન પાઠન કરવા લાગ્યા, અને સિંહ, વાઘ, વરૂ ઇત્યાદિક હિંસક જનાવરો ભક્ષ સોધવાનાં ઇરાદાથી ભયંકર ગર્જનાઓ સહિત આમતેમ આવાગમન કરવા લાગ્યા. તેવામાં જેનું મુખ જરા રાક્ષસીએ ભાંગી નાખેલા દાંત વિનાનું હોવાથી લાળ લિંટ વડે દુર્ગંધ મારી રહ્યું છે, નાસિકામાંથી ટપક ટપક પાણીના બિંદુઓ વહ્યા કરે છે, ચક્ષુઓ ચિપડાઓ તથા તેમાંથી ખરતા અશ્રુઓને લઇ જોનારને કંટાળા રૂપ થઇ રહ્યા છે, સફેદ કેસ ધુડ ઉડવાથી મલીન સ્વરૂપ ધારણ કરી રહ્યા છે, ડોકું ડગડગ થયા કરે છે, અચૈતન્ય જેવા જણાતાં જમણાં કરમાં જેષ્ટિકા અને ડાબા કરમાં કાષ્ટની માળા રહી ગઇ છે, અને ભાર ઉપાડી ઉપાડી ઘસાઇ ગએલ બંન્ને ખભાઓ પર ખડીઓ, પાણીનું તુંબડું, તથા કેટલાક જુના કપડાઓ રહી ગયા છે. એવો એક વયોવૃદ્ધ બ્રાહ્મણ સામેથી આવતો જણાયો. આવા ભયાનક

જંગલની અંદર પ્રાતઃકાળનાં સમયે એક વયોવૃદ્ધ મુસાફરને જોઇ સુંદરમતિ કાંઇ પણ સહાયતા મેળવવાની આશાએ તે તરફ પ્રયાણ કરવા લાગી. ટુંક સમયમાં તો તે બન્ને અરસપરસ સાવ નજીક આવી પહોંચ્યા. તેથી બ્રાહ્મણ આશ્ચર્ય પામી કહેવા લાગ્યો કેઃ—

બ્રાહ્મણઃ—પુત્રી ! તું કોણ છે ? અને આવા ત્રાસદાયક જંગલ વિષે તારૂં આવવું શા કારણથી થયું ? બ્હેન જરા પણ ગભરાઇશ નહિં. હું જયંતિલાલ નામનો એક વૃદ્ધ બ્રાહ્મણ છું.

સુંદરમતિઃ—( આંખે આંસુ સારતિ ) ભુદેવ ! ઓ પવિત્ર હૃદયનાં ભુદેવ ! ! હું કનકાપુરી નગરીનાં કરણસિંહ રાજાની ધર્મપત્નિ છું, અને મારૂં નામ સુંદરમતિ છે. સગર્ભા હોવાને લીધે સ્વપતિ સાથે પુરૂષ વેશમાં હાથીપર બેસી જંગલ મધ્યેનાં આમ્રવૃક્ષમાંથી સ્વહસ્તે આમ્રફળ ત્રોડી પ્રાસન કરવાની અને મારા પતિને કરાવવાની તિવ્ર ઇચ્છા થવાથી અમો દમ્પતિ હાથીપર બેસી કનકાપુરીની પાસેનાં જંગલમાં જવા માટે શહેરમાંથી ઉપડી ચૂકયા. પરંન્તુ મદોન્મત હાથી ભયંકર કિકિયારીઓ કરતો એકદમ નાસવા લાગ્યો. ચાલતા ચાલતા જયારે હાથી જંગલમાં આવ્યો ત્યારે અમો દંમ્પત્તિએ જીવવાની આશાએ એવો નિશ્ચય કર્યો કે અમુક વૃક્ષની શીખાને વળગી રહેવું. તે સંકેત મુજબ મારા પતિ એક વૃક્ષની શાખાને વળગી રહ્યાં. પરંન્તુ હું સગર્ભા હોવાથી તેમ કરી શકી નહિ. છેવટે તે ક્રૂર હાથી સામેની ઝાડી સુધી આવિ પહોંચ્યો, અને ક્ષુધાથી શક્તિહીન બની અનેક વૃક્ષોનું નિકંદન કાઢવા લાગ્યો. આ વખતે સમયને અનુ-

સરીને મેં બીજા વૃક્ષની શાખા પકડી લીધી અને હાથી ચાલતો થયો, હવે શું કરવું? અને કયાં જવું? એજ વિચારે અંતઃકરણ દગ્ધ કર્યું. છેવટે કિસ્મત્ જયાં લઇ જાય ત્યાં જવું એમ ધારી તે વૃક્ષ ઉપરથી નીચે ઉતરી હું ચાલી જતી હતી, તેવામાં છેટેથી આપને મેં જોયા. તેથી મારા દુઃખમાં કાંઇ પણ સહાયતા મળશે એજ આશયથી હું આપની પાસે આવી છું.

બ્રાહ્મણઃ—સ્વગત્ ( અહાહા ! ! !

**कर्मदेव नमः स्तुभ्यं, त्वत् परा दैवता नहि ॥**
**दैवो रुष्टो स्थिति, आंन्तित्वत्रुष्टो न स्थाति कदाः ॥**

ભાવાર્થઃ—હે કર્મદેવ તમે નમસ્કાર છે. કારણ કે તારા સમાન આ પૃથ્વિમાં બીજો કોઇ દેવ નથી. જો કદાપિ બીજો દેવ રૂટો હોય તો તેને ગમે તેવા કારણને લઇ સં-તુષ્ટ કરી શકાય, પરંન્તુ તું રૂઠો એટલે કોઇપણ કારણે સંતુષ્ટ બની શકતો નથી. )

પુત્રી! તું રડ નહિં કારણ કેઃ—

દુઃખ દેખી ડરવુ નહિં, કરવો નહિં કલ્પાંત;
કર્મ યોગથી થાય તે, સહન કરવું થઇ શાન્ત.

" દુઃખની વખતે ધૈર્યતા તથા મન શાંન્તિ અને સુખની વખતે ગાંભિર્યતા તથા પ્રભુ સ્તવન એજ આત્મોન્નતિનો અત્યુત્તમ માર્ગ છે." ભાવિ પ્રબળ છે. ભવિષ્ય કદિ પણ મિથ્યા થનાર નથી. નળ અને દમયંતિ, રામચન્દ્રજી અને

સીતા, હરિશ્ચંદ્ર અને તારામતિ, તથા પાંડવો અને દ્રોપતિ આદિ વિર રત્નોનાં દુઃખ આગળ તારૂં દુઃખ કિંચિત માત્ર પણ નથી. માટે નાહક અશ્રુપાત કરવો એ તારા જેવી શાણી પુત્રીને શું યોગ્ય છે ? અશ્રુપાત કરવાથી વરેલ વિપતિ નાશ પામતિ નથી, પણ અગ્નિમાં ઘી હોમવાથી જેવી જ્વાળા પ્રગટ થાય છે તેમ તે વિપત્તિની વૃદ્ધિ જ થયા કરે છે. માટે પુત્રિ શાંન્ત થા. બ્હેન ! શા માટે ચિંતા રૂપિ ચિતામાં તારા સુકોમળ દેહની આહુતિ આપે છે ? ખરેખર વિદ્વાનો પોકારી પોકારીને કહી ગયા છે કેઃ—

ચિંતાથી ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.

પુત્રિ ! ચિંતા તજી હવે તું નિર્ભય થા. અને મારા વચન પર વિશ્વાસ આવતો હોય તો ખુશીથી ચાલ મારી સાથે મારાથી બનશે તે હું તારી સેવા બજાવીશ. તારા આવવાથી મારૂં ઘર પવિત્ર થશે, અને મારી સ્ત્રી તથા મારા નાના બચ્ચાઓ ઘણાં ખુશી થશે. અહિંથી મારૂં ગામ ત્રીસ કોસ દૂર છે માટે આપણે બે ત્રણ દિવસમાં ત્યાં ખુશીથી પહોંચી જશું.

સુંદરમતિએ તેમ કરવા ઇચ્છા જણાવાથી આ બન્ને જણાઓ ત્યાંથી સુખ દુઃખની વાતો કરતા કરતા આગળ રસ્તો કાપવા લાગ્યાં. સુંદરમતિ ઘડીકમાં પતિ કરણસિંહને યાદ કરી આક્રંદ કરે છે, ઘડીકમાં પુત્ર જયસિંહને યાદ કરી રૂદન કરે છે, ઘડીકમાં કાંન્તાગૌરીને યાદ કરી નિ-

સાસા મૂકે છે, અને ઘડીકમાં ચંપાગૌરીને યાદ કરી અશ્રુપાત કરે છે. જયંતિલાલ તેનાં સર્વ દુઃખનું હિતોપદેશ વડે સમાધાન કરી હિમત આપે છે. આવી રીતે વાર્તાલાપ કરતા કરતા ચાલ્યા જાય છે તેવામાં તો સૂર્ય નારાયણનાં સોનેરી કિર્ણો અદ્રષ્ય થવા લાગ્યા, અને ચોમેર અંધકાર ફેલાઈ રહ્યો. ટુંક સમયમાં રાત્રિ દેવીનું સામ્રાજ્ય સ્થપાએલ હોવાથી એક પાણીની વાવ આગળ પ્રાતઃકાળ સુધી વિશ્રાંન્તિ લેવાનું નક્કી કરીને વાવનાં પુરાણી પણ નકસીદાર ઓટલા પર જયંતિલાલ ને સુંદરમતિ નિરાંતે બેઠા. જયંતિલાલ પાસે જે કાંઇ ટીમણ હતું તે બન્ને જણાએ ખાધું, અને પછી જયંતિલાલ એક નાજુક ફાનસ કે જે પોતાની પાસે હતું તે સળગાવી વાવની અંદર જળ ભરવા માટે ગયો. પ્રથમ પોતાની તરશ છીપાવ્યા પછી સુંદરમતિ માટે જળ ભરી જ્યાં પાછો ચાલે છે, તેવામાં તેની દ્રષ્ટિ સામેની દિવાલ પર પડવાથી એક ચમત્કારી લેખ વાંચવામાં આવ્યો. તે લેખની અંદર હતું કે " આહિંઆ કોઇએ રાતવાસો રહેવું નહિં, અને આ વાવનું પાણી પણ પીવું નહિં. " સદરહુ લેખ વાંચવાથી વિપ્રના અંતઃકરણમાં વિચિત્ર પ્રકારનાં તર્ક વિતર્ક થવા લાગ્યા. પ્રભુ ! ઓ વ્હાલા પ્રભુ !! આ બલા વળી કયાંથી જાગી? આવા ભયભિત શબ્દો કોણે લખ્યા ? લખવાનું શું કારણ હશે ? હશે ખેર. પરન્તુ સુંદરમતિ કદાચ જો જળ ભરવા માટે આવશે અને આ લેખ તેની નજરે પડશે તો ખરેખર

વિપરીત પરીણામ આવશે માટે ચાલ આ પાણીવતી ગારો બનાવી તે લેખને ઢાંકી દઉં. આમ વિચાર કરી તે પ્રમાણે કર્યા પછી જયંતિલાલ સુંદરમતિ પાસે આવ્યો અને જળ આપ્યું. આથી સુંદરમતિએ તેમનો સવિનય ઉપકાર માની પોતાની તરશ છીપાવી, અમુક સમય વિત્યાબાદ ઓટલાપર જુદિ જુદિ પથારી કરી બન્ને સુઇ ગયા, પરંતુ સુંદરમતિ ને વિચિત્ર પ્રકારનાં તર્ક વિતર્ક વડે નિદ્રા નહિં આવવાથી

જયંતિલાલઃ–પુત્રી ! કેમ શું નિંદ્રા નથી આવતી ?

સુંદરમતિઃ–ભૂદેવ ! આપ નિરાંતે સુઇ જાઓ. ભિન્ન ભિન્ન તરેહની વિપત્તિઓ વચ્ચે દુઃખદ્ સ્થિતિમાં આવી પડેલ એક રાજકુંવરીને આવા ભયંકર સ્થળે નિદ્રા કયાંથી આવે ?

જયંતિલાલઃ–બેટા ! વેળા વેળાની છાંયડી છે. કોઈ સમય કેવો હોય અને કોઈ સમય કેવો હોય, માટે કર્મનાં અચળ કાનુનમાં દ્રઢ શ્રદ્ધા રાખી કોઇપણ જાતનો સોચ નહિં કરતા તારા હૃદયને એક આનદી હૃદય બનાવ, કારણ કેઃ—

સોચે દુઃખ હઠે નાહં, સોચ કરે શું થાય;
ગમતું કર્મનું થાય છે, માણુસ ગોથા ખાય.

નકામી વ્યાધિ કરી તારી માનાસક શાક્તને નિર્બળ બનાવીસ તો તું આ અવનિમાં રહી શકીશ નહિં. સિતા, દમયંતિ, તારામતિ, અનુસયા, નર્મદા, ગાર્ગી, કળાવંતી શિલવંતી, અને અજના આદિ સ્ત્રી રત્નોએ સંકટ સમયે કેવું સુદઢ મનોબળ રાખેલ હતું ? તેનું અત્યારે તું સ્મ-

રણુ કર અને જે કાળે જે બને તે સારાસારૂજ માની પરમાત્માનું ધ્યાન ધર.

સુંદરમતિ—પિતાશ્રી ! આપનું કહેવું યથાર્થ છે. મારા પ્રત્યેની ભલી લાગણી માટે હું આપનો ઉપકાર માનું છું. આપ અને આપ જેવા હૃદય શુદ્ધ સજ્જનોજ ખરેખર આ પૃથ્વિનાં સ્થંભરૂપ છે. મનુષ્ય જીવન પરનાં હિત માટે કાંઈ પણ ઉપયોગી ન થઇ શકે, તો તે મનુષ્ય જીવન કાંઈ પણ લેખાતું નથી. આપ પરનાં દુઃખમાં પૂર્ણ ઉત્સાહ પુર્વક જે ભાગ લીયો છો, તેનો બદલો પરિબ્રહ્મ પરમાત્મા આપને જરૂર આપશે એવી મારી અંતઃકરણ પૂર્વક સુભાશિષ છે. પિતાશ્રી ! આપની આજ્ઞા હોય તો અત્યારેજ ઉદ્ભવેલો એક ભયાનક વિચાર આપ સમક્ષ રજુ કરૂં.

જયંતિલાલ—બ્હેન ! ભલે ખુશીથી તે વિચાર મારી પાસે જાહેર કર. સ્વ અલ્પમતિ અનુસાર તે વિચારનું સમાધાન કરી આપવા માટે તૈયાર છું.

સુંદરમતિ—પરોપકારી નર રત્ન ! આજે મારૂં જમણું અંગ ફરકે છે, તેથી કાંઇ વિપરીત પરિણામ તો નહિં આવે ને ?

જયંતિલાલ—બ્હેન ! ભીરૂ બની આવા અમાન્ય શબ્દોનો ઉચ્ચાર કરવો એ તારા જેવી શુદ્ધ ક્ષત્રાણીને શું યોગ્ય છે ?

સુંદરમતિ—વિર બંધુ ! મારૂં હૃદય ભયથી કંપે છે, શરીર પર પરશ્વેદનાં બિંદુઓ ટપકે છે, અને ગાત્ર સિથીલતાને પ્રાપ્ત થયું છે. માટે ખચીત કાંઇપણ વિઘ્ન આવવુંજ જોઇએ.

આવી રીતે આપસ આપસમાં સંવાદ ચાલી રહ્યા છે, તેવામાં

વાવની અંદરથી કોઇ એક મહાન દેવી બન્ને ભુજાઓમાં અગ્નિ ખપરો ધારણ કરી, લાલચોળ નેત્રો વડે ભયંકર સ્વરૂપ સહીત ખાઉં ખાઉં એવા ત્રાસ દાયક શબ્દોનો ધ્વનિ કરતી પ્રગટ થઇ અને આ બન્ને નિરપરાધી પામર પંથિકોને ખપરમાં હોમી દેવા માટે ત્વરાથી આગળ ધસી.

દેવીઃ— (જયંતિલાલ તરફ ધસતા.) દુષ્ટ ! વાવમાંથી જળપાન કરતા તને જરાપણ શરમ ન આવી ? દૈવી આજ્ઞાથી લખાએલો લેખ પણ તેં છુપાવી દીધો ? અરે એટલું જ નહિં પરંન્તુ લેખ માં લખાએલ આજ્ઞાનું ઉલંઘન કરી અહિંઆ રાત વાસો રહ્યો ? પિસાચ ! ઓ ઘાતકી હૃદયનાં ક્રૂર પિસાચ ! ! પ્રથમ તો તારૂંજ બળીદાન ગ્રહણ કરી મારા જીગરને શાંન્તિ આપિશ. ચાલ થા તૈયાર.

જયંતિલાલઃ—સ્વગત્ (ભયથી થરથર કંપતો, શરીરની અવ્યવસ્થિત સ્થિતિને લઇ અશ્રુપાત જાહેર કરતો, અને કંઠ સુકાઇ જવાથી ખોખરા અવાજે વિનતિ કરતો) દેવી ! અરે ઓ દયાળુ દેવી ! ! મારાથી થએલ અવિનય માટે બે હાથ જોડી હું આપની પાસે માફી માગું છું. માન્યતા છે કે આપનું પ્રેમાળ હૃદય મને નિર્ભય બનાવશે.

દેવીઃ— નરાધમ ! અરે ઓ નિષ્ઠુર નરાધમ ! ! સ્વ હસ્તે દીપક લઇ કુવામાં પડયા પછી અશ્રુપાત જાહેર કરવો, વિક્રાળ સિંહના સપાટામાં સપડાયા પછી છુટવા માટે પ્રયત્ન કરવો અને હળાહળ વિષનું પાન કર્યા પછી ઔષધોપચાર ગ્રહણ કરવો એ જેમ નિર્થક છે, તેમ દૈવી આજ્ઞાનું ઉલં-

ધન કર્યા પછી તેનાં ત્રાસદાયક જુલમમાંથી બચવું એ પણ નિર્થકજ સમજજે. પાપી ! હવે તારા પાપ કર્મની અવધિ આવી પહોચી છે.

સુંદરમતિ—( સંકટ સમયે સહાય કરનાર આવયોવૃદ્ધ બ્રાહ્મણને દુઃખદ્ સ્થિતિમાં નિહાળી તેનું હૃદય ભરાઈ આવ્યું, અને અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. ) માતા ! અરે ઓ કૃપાળુ માતા ! કહેવત છે કે “ છોરૂ કછોરૂં થાય પણ માવતરક માવતર થાય નહિ. ” એ મહાન વાકયને અનુસરી આ પામર સેવકો તરફ જરા રહેમ નજરથી નિહાળો. દેવી ! અરે ઓ દયાળુ દિલની પવિત્ર દેવી ! ! આ પુત્રીને અદરહુ હકીકતની ખબર હત તો તેમ હું કદીપણ થવા દેત નહિં માટે ઔદાર્ય બની અમો શરણાંગતને અભય વચનથી સંતુષ્ટ કરવા આપની ઉદાર વૃત્તિને જરા આગળ લંબાવો.

દેવીઃ—કમનસિબ કામની ! કેશરીસિંહને છેડનાર શિયાળ, ભરનિદ્રામાં સુતેલા મણિધરને જગાડનાર ઉંદર, અને ગજરાજને સિંગડુ મારનાર મૃગલો શું સ્વપ્ને પણ સુખ ભોગવીશ કે ખરો ?

સુંદરમતિઃ—જનુનિ ! અરે ઓ જગત્ જનુનિ ! ! શું સંપુર્ણ ઘટ કોઇ દિવસ છલકાએલ સાંભળ્યો છે ? ગમે તેમ તોપણ અમે આપનાં ફરજંદો છીએ. માટે વાત્સલ્ય ભાવ પ્રદર્શિત કરી અમારો દોષ દર ગુજર કરવો એ આપની મુખ્ય ફરજ છે.

દેવીઃ—પુત્રી ! તારા માધૂર્યમય વચનામૃતો શ્રવણ કરી મને જે

અત્યાનંદ થાય છે, તે ખરેખર અવર્ણનીય અને અકથ્ય સમજ જે. ખરેખર વિનય અને વિવેક રૂપિ બાંધવોની પવિત્ર ભગિની મધૂર વાણી એ એક વશીકરણ મંત્ર છે. અત્યારે તે મંત્રની મહત્વતા વડે તેં મારા પર વિજય મેળવ્યો છે. શાસ્ત્રકારો પણ કહે છે કેઃ—

કાગા કીનકું ધન હરત, કોયલ કીનકું દેત;
મધૂરી બેન સુનાયકે, અપનાં મનહરલેત.

બેટા ! નિર્ભયથા. હું તારાપર પુર્ણ પ્રસન્ન છું, જેને લઇ તમેં બન્ને બચીજવા પામ્યા છો. પણ હવે પછી દરેક કામ વિચાર પુર્વક કરવા ખાસ મારી ભલામણ છે.

આટલું બોલતાની સાથ દેવી અંતરધ્યાન થઇ ગઇ, અને જયંતિલાલ તથા સુંદરમતિ આગળ રસ્તો કાપવા લાગ્યા. ચાલતા ચાલતા ઘણે દૂર નિકળી જવાથી એક વૃક્ષની સીતળ છાંયા નિચે જરા વિશ્રાંન્તિ લેવા બેઠા, તેવામાં જવળતી જવાળા વાળો વનદવ સામેથી જોસબંધ આવતો જણાયો. જોતજોતામાં તો તે વનદવે આ બન્ને પાત્રોને ઘેરી લીધા. સુંદરમતિનાં સતિત્વથી આકર્ષાઇ તે વનદવ તેને જરા પણ સ્પર્શ કરી શકયો નહિં, પરંન્તુ જયંતિલાલને તો પ્રાણ વિનાશ નામનો સબળ મિત્ર ત્વરાથી શોધી આપ્યો.

અકસ્માત્ તે વનદવનાં પ્રકોપથી પોતાનો ઉપકારી જયંતિલાલ નામનો એક વયોવૃદ્ધ બ્રાહ્મણ સદાને માટે પોતાને આવા ભયાનક જંગલમાં રઝળતી મૂકી પરલોક પ્રવાસી થયો જાણી સુંદરમતિ મહા દારૂણ રૂદન કરતી ત્યાંથી જરા આગળ ચાલી. પગમાં કાંટાઓ ભોંકાવાથી નિકળતા લોહીને લીધે તે કાંટાઓએ રકત વર્ણ સ્વરૂપ

ધારણ કર્યું છે, અને અંગે ઉઝરડાઓ થવાથી રૂધિરનાં બિંદુઓ ટપકયા કરે છે અમુક સમય વિત્યા બાદ રાત્રિ દેવી જાણે તેને સત્કાર આપતી હોયની ! એમ ભાસવા લાગ્યું. ચંદ્રોદયને લીધે ચોમેર પ્રસરી રહેલી સિતળતાનું સામ્રાજ્ય સ્થપાવાથી પતિથી વિખુટી પડેલ સુંદરમતિ પોતાનાં પ્રિયતમ પતિનાં વિરહ દુઃખથી કંટાળી તેનું સ્મરણ કરવા લાગી.

નાથ ! ઓ કૃપાનાથ ! ! આ દાસીને આમ રઝળતી મુકી કયાં ચાલ્યા ? પતિ ! ઓ વ્હાલા પતિ ! ! જરાતો રહેમ નજરથી જુઓ ! વ્હાલા ! આવો ! ! પાપિ મદનરાજ મને અત્યંત પિડા ઉપજાવે છે, માટે આલિંગન આપી ત્રપ્ત કરો. પ્રાણેશ ! ઓ પવિત્ર પ્રાણેશ ! ! આમ નમેરા કેમ થયા ? શું આ પ્રિય કુમુદિની આપ ચન્દ્ર વિના સુખેથી જંપશે ખરી ? શિરોચક્ષમ્ ! શું એક વખત પણ દર્શન આપી કૃતાર્થ નહિં કરો ? ભ્રમર ! અરે ઓ ભોગી ભ્રમર ! ! તારૂં આ મનહર પુષ્પ સદાને માટે કરમાતું જાય છે, તેની શું તને દરકાર નથી ? શિરછત્ર ! સ્મર બાણથી મારૂં હૃદય ભેદાય છે. શું તે ભેદાતા હૃદયમાંથી પશ્ચાતાપ રૂપિરૂધિર પ્રવાહને અટકાવવા માટે આપની પાસે અકસીર ઔષધી નથી ? વ્હાલા ! શું આપ મને યાદ કરતા હશો ? શું આમ મારી માફક અધીરા થઇ ગયા હશો ? હા ખરેખર મારૂં મન સાક્ષી પુરે છે કે તમારી સ્થિતિ પણ મારા જેવીજ હશે. હાય ! શું ઉપાય ? કોને કહું ? કયાં જઉં ? શું કરૂં ? આવિ રીતે કામમાં વિહવળ બની ચોમેર ચિત્તભ્રમની માફક ભમવા લાગી. સતિનાં રૂદનનો દ્વનિ ગુફાઓ વિષે રહેલા હિંસક પ્રાણિઓની કર્ણેંદ્રિપર અથડાતા તે પણ તેની સાથે રૂદન કરતા હોયની ! તેમ

જણાવા લાગ્યું. તેવામાં શાન્તિપુર નગરનો એક વણિક ગૃહસ્થ કે જેનું નામ શાન્તિલાલ છે, તે દૂર દેશાવરમાંથી સાર્થ સહિત કેટલાક કરીયાણાઓ લઈ વ્યાપારર્થે સામેથી ચાલ્યો આવે છે. શાન્તિલાલ શેઠે નજીક આવતા કોઈ દુઃખી બાળાને આવા નિર્જન જંગલમાં કઢંગી હાલે નીરખી. આથી આશ્ચર્ય પામી વિશુદ્ધ ભાવે તે દુઃખી અબળાને સહાય કરવાના ઇરાદાથી તેની પાસે જઇ સર્વ હકીકત પુછવા લાગ્યો.

શાન્તિલાલઃ—ભદ્રે ! આવા નિર્જન જંગલની અંદર આમ અતિ દુઃખદ સ્થિતિમાં અશ્રુપાત કરતી એવી તું કોણ છે ?

સુંદરમતિઃ—( નયનાશ્રુની સાથ ) બંધુ ! હું કનકાપુરીનાં કરણસિંહ રાજાની પત્નિ છું, અને કર્મ સંયોગે કેટલોક વખત થયા આ ભયાનક જંગલમાં રઝળ્યા કરૂં છું.

શાન્તિલાલઃ—બ્હેન ! આમ જંગલમાં રઝળવાનું શું કારણ ?

સુંદરમતિઃ—કર્માનુ સાર.

શાન્તિલાલઃ—હરકત ન હોય તો કૃપા કરી જણાવશો ?

સુંદરમતિઃ—જીહા જુઓ સાંભળો. ( સર્વ વૃતાંતથી વાકેફ કરે છે.)

શાન્તિલાલઃ—(આશ્ચર્ય પામી) બ્હેન ! અરે એ પવિત્ર બ્હેન !! શાન્તથા. તારી વિપત્તિઓનું વૃતાંત સાંભળી મારૂં મન સ્થિર રહેતું નથી. હવે જો તારી ઇચ્છા હોય તો ખુશીથી ચાલ મારી સાથે તું મારી ધર્મ ભગિની છે, અને હું તારો ધર્મ બંધુ છું. દેશમાં ગયા પછી હું તને કનકાપુરી પહોંચતી કરીશ.

સુંદરમતિઃ—બંધુ ! મારા પ્રત્યેની ભલી લાગણી માટે હું આપનો

ઉપકાર માનું છું. આપની વાણીથી આકર્ષાઇ હું આપની ઇચ્છાનુસાર વર્તવા ઉત્સુક છું.

દુઃખી અબળાને સહાય આપવાનો સમય પ્રાપ્ત થવાથી શાન્તિલાલ શેઠ ઘણોજ ખુશી થયો. અને પછી ઘણી ટુંક મુદતમાં તે સુંદરમતિ સહીત કાન્તિપુર નામનાં શહેર પાસે આવી પહોંચ્યો.

શહેરથી દૂર એક માઇલને આંતરે ચોમેર સુશોભિત તંબુઓ ખડા કરી, પોતાનો સઘળો સામાન ઉતરાવી, ભોજનાદિથી સંતોષ પામ્યા પછી સુંદરમતિને એક પ્રાઇવેટ તંબુમાં રોકી પોતાનાં સોબતીઓ સાથે સારી સારી ભેટો લઇ શાન્તિલાલ શેઠ રાજ દરબારમાં ગયો. સવિનય પૂર્વક રાજાને પ્રણામ કરી લાવેલ ભેટો તેની સનમુખ હાજર કરી. વિવીધ પ્રકારની સુંદર અને કિમતી ભેટોથી આકર્ષાઇ રાજાએ શેઠની તમામ જગાત માફ કરી. શાન્તિલાલ શેઠ બહુજ ખુશી થયો, અને પોતાની પાસે રહેલા કરીયાણા વેચવા તથા નવા કરીયાણાં ખરીદવા લાગ્યો.

કાન્તિપૂર શહેરમાં એક લલિતા કરીને મહા સ્વરૂપવાન સુપ્રસિદ્ધ વેશ્યા રહેતી હતી. તે રાજાની ખાસ માનેતી હોવાથી રાજાએ તેની આજીવકા માટે એવી વ્યવસ્થા કરી આપી હતી કે જે નૂતન વ્યાપારી શહેરમાં વ્યાપારાર્થે આવે તેની પાસેથી પચાસ સુવર્ણ મહોર તે વેશ્યા લીયે. તેથી લલિતાએ શાન્તિલાલ શેઠને બોલાવવા માટે પોતાની દાસીને રવાના કરી. શાન્તિલાલ શેઠ સુભગુણાલંકૃત હોવાથી વેશ્યાને ઘેર નહિં જતા ઉપરોકત ઠરાવ મુજબ પચાસ સોનામહોર ત્યાં મોકલી આપવા માટે દાસીને આપી વિદાય કરી. દાસી તે લઇ લલિતા પાસે આવી, ત્યારે લલિતા કહ્યું કે મારે તે દ્રવ્યનું કામ નથી માત્ર શાન્તિલાલ શેઠને ગમેતેમ કરી આંહિ બોલાવ. સ્ત્રી

ચરીત્રથી પ્રવીણુ થએલ દાસી ત્વરાથી શાન્તિલાલ શેઠ પાસે આવી, પોતાની કપટ યુક્તિથી શાન્તિલાલ શેઠને પ્રપ્રંચ જાળમાં ફસાવી લલિતા પાસે તેડી ગઈ. લલિતાએ મોટા મોટા વનવાસી ઋષિઓને પણુ ચલાયમાન કરી પોતાની દુષ્ટ મુરાદો પાર પાડી હતી. કારણુ કે કુદરતે જ તેનામાં મોહક સૌંદર્યતા મુકેલી હોવાથી જોનાર પતં-ગીઆની માફક તેની સૌંદર્યતામાં સપડાઇ જતો હતો.

**મનહર છંદ.**

શિર તણી સાડી જાણે, ચાંદની ખિલેલી દેખું;
મુખ જાણે દેખું તે તો, પુનમનો ચંદ છે.
શિર તણો ચોટલો તે, જાણે વાસુકી વસેલ;
કોટ દેખું જાણે કોઇ, મોરલો મગન છે.
નેત્રોના આકાર તેતો, તાણેલ ધનુષ્ય હોય;
ગાલ તે તો ગુલાબનાં, ગોટાનો સુગંધ છે.
નાસિકા દેખું તો જાણે, દિપક પ્રકાશ જોત;
આંખો દેખું તો જાણે, સોમ, રવિ સુખ કંદ છે.
કપાળ દેખું તો જાણે, ગગન મંડળ હોય;
ચાંદલો દેખુંતો જાણે, ચંન્દ્રનો પ્રકાશ છે.
ગળા તણો હાર તેતો, પૃથ્વિનો ગોળાકાર;
હોઠ દેખું ત્યારે જાણે, પુષ્પ આ પળાશ છે.
કુચ તે તો મેરૂ તણા, ટેકરા ઉભેલ ખરા;
કાયા તે તો કાંચનનો, અતિ અજવાસ છે.
હાથ જાણે હાથણીની, સુંઢની સમાન દેખું;
જાંઘ તે તો જાણે કાંઇક કેળની કચાસ છે.

( સુશિલચંદ્રિકા નાટક. કર્તા હિ. ર. )

આવી નવયૌવાન રતિને લજ્જાસ્પદ્દ બનાવનાર મનહર લલિતા એ શાન્તિલાલ શેઠને ચળાયમન કરવા માટે અત્યંત ઉપાયો લીધા પરંન્તુ નિરૂપાય કારણ કે આ શાન્તિલાલ શેઠ કામ વાસનાને લઇ રસ્તે રખડતા શ્વાન સ્વરૂપિ મનુષ્ય જેવો નહોતો, પણ એક મહાન તત્વજ્ઞાની અને હૃદયશુદ્ધ નર રત્ન હતો. તેથી લલિતા જેવી હજારો યુવતિઓ એકઠી થઇ પોતાને કામ કીચડની અંદર ઘસડી જવા અનેક યુક્તિ કરે તો પણ આ નરરત્ન ડગે તેવો ન હોતો. છેવટે કેટલીક જાતનાં કરીયાણાંઓ લેવાની આશા બતાવી વાર્તાલાપ કરતા કરતા શાંન્તિલાલ શેઠનાં કોમળ કરની ટચલી આંગળીમાં ઓપી રહેલ મહામૂલ્યવાન સુવર્ણની રત્ન જડીત્ર વીંટી લલિતાના જોવામાં આવી. આ વીંટીથી હું મારૂં કાર્ય સહેલાઈથી સાધી શકીશ, એમ ધારી લલિતાએ તે વીંટી જોવા માટે યુક્તિપૂર્વક માંગણી કરી. તેથી શેઠે તે વીંટી કાઢી લલિતાને આપી. વીંટી જોતા જોતા શેઠને બીજી વાતપર ચડાવી તે વીંટી ગુપ્ત રીતે પોતાની વિચિક્ષણ દાસીને આપી કહ્યું કે “ જયાં આગળ શાન્તિલાલ શેઠે પડાવ નાખ્યો છે, ત્યાં આગળ શેઠની સાથે આવેલી મહાસ્વરૂપ વાન સુંદર સ્ત્રી શેઠર્ના ખાનગી તંબુમાં રહે છે. તેને આ આ વીંટીની નિશાની આપી અહિં લઇ આવ, અને પછી તેને આપણાં ખાનગી રૂમમાં કેદ કરી આ વીંટી યુક્તિથી શેઠ ન જાણે તેમ મને પાછી આપ. સત્વર દાસી શાન્તિલાલનાં ખાનગી તંબુ પાસે આવી સુંદરમતિને કહેવા લાગી કે શાન્તિલાલ શેઠ અમારે ઘેર બેઠા છે, અને તમોને ત્યાં જલદીથી બોલાવે છે. માટે ત્વરાથી આપ પધારો. નિશાનીમાં આ વીંટી મોકલાવી છે. સુંદરમતિ શાન્તિલાલ શેઠની વીંટી જોઈ નિશંકપણે તે દાસીની સાથે ચાલતી

થઇ. દાસી તેને લલિતાનાં ગુપ્તગૃહમાં તેડી ગઇ, અને લલિતાને ખબર આપી વીંટી તેને સુપ્રત કરી. લલિતાનાં આનંદનો પાર રહ્યો નહિં. પોતાની કપટકળામાં વિજય પામેલી એવી લલિતાએ તે વીંટી શેઠને સ્મિત હાસ્ય પૂર્વક પાછી આપી તુર્તજ જણાવ્યું કે શેઠજી આવતી કાલે બધી જાતનાં કરીયાણા લઇ વ્હેલા અત્રે પધારજો કારણ કે અમારે જથાબંધી માલ ખરીદ કરવો છે, એટલું બોલતાની સાથ બીજા રૂમમાં ચાલી ગઇ.

શાન્તિલાલ શેઠ ત્યાંથી રવાના થઈ પોતાનાં સ્થાન તરફ રસ્તો કાપવા લાગ્યો. પોતાનું પતિવ્રત આબાદ રહ્યું જાણી મનમાં પ્રમોદ ધરતો, અને હવે પછી લલિતાને ઘેર ન જવું એમ મન સાથે નિશ્ચય કરતો, પોતાનાં તંબુ નજીક આવી પહોંચ્યો, ત્યાં સુંદરમતિને ન જોવાથી મનમાં ક્ષોભ પામી વિચીત્ર પ્રકારનાં તર્ક વિતર્કોની અંદર ગોથા ખાવા લાગ્યો. ચોમેર તપાસ કરાવી પરન્તુ પતો લાગ્યો નહિં તેથી કર્મની કૃતિપર વિશ્વાસ રાખી શાન્તિલાલ શેઠ ત્યાંથી નૂતન ચીજો ગ્રહણ કરી પાછો બીજે દેશાવર વ્યાપારાર્થે નિકળી પડયો.

અહિંઆ લલિતા સુંદરમતિ પર બીભિષ્ટ શબ્દોનો વરસાદ વરસાવી મહા જુલમ ગુજારવા લાગી.

લલિતાઃ—સુંદરમતિ ! તારા અહોભાગ્ય કે મારે ઘેર તારૂં આવવું થયું. તારા જેવી કોમળ કેતકીનું સત્વ લુંટવા લાયક ભમરો મારે ત્યાં ગુંજારવ કરે છે, માટે તે ભ્રમરોને તારા સ્પર્શથી આનંદ આપી તેની પાશે રહેલી લક્ષ્મીનું હરણ કરતા શીખ. હમણાંજ મહારાજા કૂરસિંહને પધારવાનો ટાઇમ થઈ ગયો છે માટે સત્વર થા તૈયાર. ( કૂરસિંહ આવે છે. ) વ્હાલા !

પધારો. હૃદયમણી ! રાણીઓનાં રંગભોગમાંથી વિરક્ત બની આ દાસીની સંભાળ લેવા માટે આપનું હૃદય ઉત્સુક થએલ જાણી મને અધિક આનંદ થાય છે.

કૃરસિંહઃ—પ્રિય લલિતા ! તું જાણે છે કે મને તારા વિના બીલકુલ ચેન પડતુંજ નથી. પરન્તુ તારી મનહર સૌંદર્યતાને પણ લજ્જાસ્પદ્ બનાવનાર આ રતિ દેવી કોણ છે ? શું ઇન્દ્ર લોકમાંથી દેવ પરી તો નથી આવીને ? અહાહા ! ! ! આ ગુલાબની કળીનું સત્વ લુંટવા મારા જેવો ભોગી ભ્રમર શું હજી સુધી ઉંઘમાંજ અથડાય છે !

લલિતાઃ--( સ્મિત હાસ્યની સાથ કટાક્ષ કરતી. ) વ્હાલા ! નૂતન પુષ્પની નવપલ્લવતામાં ભ્રમીત બની શું આ દાસિને વિસારી મુકી ?

કૃરસિંહઃ—( સ્નેહાલિંગન ) પ્રિય બુલબુલ ! એમ કદિ પણ બને ખરૂં ?

લલિતાઃ—પ્રાણેશ ! આપનો મને સંપુર્ણ વિશ્વાસ છે. વ્હાલા ! આવો આ બન્ને ક્રિડાશૈલો ( કોમળ જાંગ તરફ દૃષ્ટિ કરી) ઉછાળા મારી રહેલ છે તેને જરા શાન્ત કરીએ.

કૃરસિંહઃ--પ્રિયે ! તે બન્ને ક્રિડાશૈલો અતિ પરિચીત હોવાથી આજે તો આ દિવ્ય સુંદરીનાં ક્રિડાશૈલોની મુલાકાત લેવા જીજ્ઞાસા છે.

લલિતાઃ—વ્હાલા ! આપની તે જીજ્ઞાસા ખુશીથી પુર્ણ કરો. પણ...

કૃરસિંહઃ—( અધીરો બની ) પણ કહી અચકાય છે સા માટે ?

લલિતાઃ—( ગદ્ ગદ્ કંઠે ) સેજ.

કૃરસિંહઃ—( રૂમાલવતી ગુલાબનાં ગોટા જેવા સુંદર ગાલ પર વહેતા

અશ્રુઓને લુછી ) કમલિની ! કોચવાય છે શા માટે ? આ કોમળ કાયાને અશ્રુપાત રૂપી અગ્નિમાં હોમવાથી શું ફાયદો ! વ્હાલી ! શું કોઇએ કાંઈ કહ્યું છે ? સુંદરી ! બોલ. સત્વર બોલ. મૃગાક્ષી ! શું હજુ ભેદાઇ માને છે ? કૃષોદરી ! તારા અકથ્ય પ્યારમાં મારો રાજ વૈભવ પણ હું તુચ્છ ગણું છું. સલુણી ! શરમાય છે શા માટે ?

લલિતાઃ—સ્વગત—( લાગ બરાબર આવ્યો છે. ચાલ ભંભેરી ભુત કરૂં. મોટા મોટા મહારાજાઓને પાયમાલ કરી લુંટી લીધા તો આ પામર શું વિસાતમાં છે. ) શિરછત્ર ! આપનાં અપૂર્વ પ્રેમ માટે હું આપનો ઉપકાર માનું છું. શિરોમસ્મ ! ગઈ કાલે એક રત્નજડીત્ર સુંદર હાર મેં મારી પાશેથી ગુમાવ્યો છે. ઘણો તપાસ કર્યો પણ પતો લાગ્યો નહિં. અત્યારે આપની ગરદન પર તેવોજ હાર નિરખવાથી વિયોગી હારનું સ્મરણ થતા થાય છે. અને તેથી જ થતા અંતઃકરણ દગ્દ થાયછે.

કૃરસિંહઃ—રસીકા ! રૂદન કર નહિં. લે આ હાર ( કામાવેશનાં પરવશપણાથી પોતાની ગરદનમાંથી હાર કાઢી આપે છે. ) શશીવદનિ ! હવે કાંઇ ઇચ્છા છે ?

લલિતાઃ—પ્રાણેશ ! હવે ઇચ્છા માત્ર આપનાં પ્રેમની જ છે. વ્હાલા ! હવે સુખેથી આ દિવ્ય સુદરીનાં વૃક્ષસ્થળની અંદર ખીલી રહેલા નિતંબોનું મર્દન કરી મદનરાજને સંતુષ્ટ કરો. ( સુંદરમતિ તરફ નજર કરી ) સુંદરમતિ ! તારી સૌંદર્યતાનો સ્વાદ મહારાજા સાહેબને આપી જીંદગીની સાફલ્યતા સ્વીકારવા થા તૈયાર. ( એમ કહી સામેના ઓરડામાં જતી રહે છે. )

સુંદરમતિઃ—સ્વગત્ ( વેશ્યા ! અરે ઓ નીચ વેશ્યા ! ! તારા સ્ત્રી ચરિત્રને લાખો બલકે કરોડો વાર ધિક્કાર છે. કુલટા ? કાંન્તિપુર શહેરને કલંકીત કરનાર અરે ઓ ક્રૂર કુલટા ! ! તારી કપટ કળા અપાર છે. કિસ્મત્ ! અરે ઓ કમનસિબ કિસ્મત્ ! ! તારી કૃતિને પણ હજારો વાર ધિક્કાર છે. પ્રભુ ! અરે ઓ પવિત્ર પ્રભુ ! હજી સુધી આ જીંદગીનો અંત આવ્યો નહિ. પ્રદુઃખભંજન પરમાત્મા ! આ નિચ વેશ્યાના હાથમાં હવે મારૂં સતિત્વ કેમ સચવાસે ? અરે ! પણ હું આમ ભીરૂ કેમ બનું છું ? શું ક્ષત્રાણીની કુખ લજાશે ? કદિ જ નહિ. ગમે તેમ થાય તો પણ શું થઇ ગયું ? સુંદરમતિ ! હિંમત રાખ. હમણાંજ વેશ્યાથી ઉશ્કેરાએલો આ પાપી રાજા તારા પર તલાપ મારશે, માટે સાવધ થા. )

ક્રૂરસિંહઃ—( લજ્જા સહિત સુંદરમતિને ઘણીવાર ઉભી રહેલ જોઈ ) કોમળ કેતકી ! શરમાય છે સા માટે ? આવ આ મારી જાંગ પર બેસી તારી નવપલ્લવતા પાછળ ઘેલો થએલ આ ભ્રમરને પ્રેમરસથી શાંન્ત કર. ( કામાવેશથી સુંદરમતિ તરફ ધસે છે. )

સુંદરમતિઃ—( વિરત્વનાં આવેશમાં ધક્કો મારી ) દુષ્ટ ! દૂર રહે. પાપી ! નરાધમ ! ! આ પવિત્ર હૃદયમાં જ્યાં સુધી તે હૃદયનાં માલિક વીર બહાદુર કરણસિંહજી બિરાજમાન છે, ત્યાં સુધી તે હૃદયમાં તારા જેવા શ્વાનનો સમાસ કદિ પણ થનાર નથી.

ક્રૂરસિંહઃ—મૃગાક્ષિ ! તારા ગૌરવદન પર આ કાંન્તિપુર શહેરનો પ્રતાપી રાજા ક્રૂરસિંહ ફિદા છે.

## શિખરણી છંદ.

મૃગાનેણી તારા, ચપળ નયને ઘાયલ કર્યો;
નિહાળી ચાતૂરી, હરષ મનમાંહિ અતિ થયો,
છબી પ્યારી તારી, અવર નવ લાગે પ્રિય મને;
અહો રાત્રે તારૂં, રટણ કરવું અંતર ગમે.

કર્તા. ક. સું. પું.

ચકોરી ! સ્વ સૌંદર્યતામાં ગર્વિષ્ટ બની વ્યર્થ હઠ શા માટે કરે છે ?

સુંદરમતિઃ—નિશાચર ! અરે ઓ નિષ્ઠુર નિશાચર !! પ્રજાનો પાલક બની આવા અધમ કાર્યો કરતાં તને જરા પણ શરમ નથી આવતી ? પિસાચ ! અરે ઓ ક્રૂર પિસાચ !! પવિત્ર મનુષ્ય દેહ વિષય કિચમાં રગડી શા માટે કલુશિત બને છે ? કામાંધ ! સ્વાદિષ્ટ ભોજનથી અલંકૃત થએલ સુવર્ણમય થાળ તજી એઠું ચાટવા જતાં જરા પણ લજાતો નથી ? ચંડાલ ! જરા સાંભળ.

## શિખરણી.

સ્વનારી વિસારી, પુરૂષ પરનારી ચિત્ત ચહે;
નરો એવા પાપી, પ્રતિ દિવસ પીડા શિર સહે,
વૃથા પૈસો જાશે, ઈજ્જત પણ જાશે જગ વિષે;
વ્યભિચારી કેરૂં, ભ્રમીત નર જેવું ચિત્ત દિશે.

કર્તા. ક. સું. પું.

ક્રૂરસિંહઃ—( ક્રોધમાં ) હઠીલી અબળા ! હવે હદ થઇ. તેં મારૂં અપમાન કરી અગ્નિમાં ઘી હોમ્યું છે. હજી પણ કહું છું કે આ અનંગ જવાળાથી દગ્ધ થએલ પ્રવાસીને પ્રેમ સરિતાનાં

સલિલથી શાંન્ત કર. છતાં પણ જો નહિ માને તો બુરા હાલ સમજજે.

સુંદરમતિઃ—નાદાન ! અરે ઓ નમેરી નાદાન ! ! શું શ્વાનનાં ભસવાથી સિંહ ડરી જશે ? શું મૃગલાનાં અવાજથી મદોન્મત્ત હસ્તિ નાશી જશે ? અને શું સર્પનાં ફુંફાડાથી ગરૂડ પ્રાણી પાછી પેની ભરશે ? કામી ! તારી મનકામના કોટી ઉપાયે પણ પાર પડવાની નથીજ એ તું ખચીત માનજે.

લલિતાઃ—(બન્નેનો સંવાદ ઓરડામાં બેઠી બેઠી સાંભળતી હતી. તેથી સુદરમતિ પર ક્રોધમાન થઇ બહાર પ્રવેશ કરે છે.) રાંડ ! કર્કશા ! ! મહારાજા સાહેબ કયારના તને વિનવે છે, છતાં પણ નહિ ગણકારતાં તેનું અપમાન કરી ધિક્કારે છે ? (રાજા તરફ દૃષ્ટિ કરી) શું જુઓ છો ? (દાસીને હાંક મારી) દાસી ! પેલી રસી લાવ, (દાસી રસી લાવે છે, જોર જુલમથી મહામહેનતે પકડી ત્રણે જણ તેના હાથ પગ બાંધી ઉંચે ટીંગાડે છે. અને ઉપર ચાબુકનો માર મારે છે.) ઉપર પ્રમાણેનો માર સહન ન થવાને લીધે રૂદન દ્વારાએ સુંદરમતિ પરમાત્માની સહાય ઇચ્છવા લાગી.

(સહીઅર દુઃખ શું દાખવું—એ રાગ.)

વિશ્વપતિ વ્હેલા આવજો, રાખો મારી લાજ;<br>
પાપી ગુણીકાના હાથથી, બચાવો મહારાજ. વિ૦<br>
પત રાખો પ્રભુજી માહરી, કાપી કષ્ટ અપાર,<br>
હાથ જોડી વિભુ વિનવું, શું કહું બીજું આવાર; વિ૦<br>
શિયળ ખંડીત કરવા માહરૂં, રાજા થીયો તૈયાર;

કામે કીધો તેને આંધળો, ધીક ધીક અવતાર. વિ૦
પિંડથી પ્રાણ જુદો પડે, સૂર્ય સિતળ થાય;
ચંદ્ર કિરણ ઉષ્ણતા ગ્રહે, જળ લાગે લાય. વિ૦
સમુદ્ર કદી મર્યાદા મુકે, રક્ષક ભક્ષક થાય;
તોપણ તજું નવ સત્ય હું, અંતર લાગે લાય; વિ૦
સંકટ સતીઓનાં કાપીયા, ભક્તાધીન ભગવાન;
તેમ ભય કાપો આ સમે, આપીને સન્માન. વિ૦

પવિત્ર દયાળુ વાંચક !

ક્ષણીક સુખની ખાતર સતિત્વની સુંદર ભાવના જેને સમુદ્રમાં ફેંકી દેનાર, વસ્ત્રાલંકારોની હોળીમાં વિશુદ્ધ ચિત્ત જેને હોમી દેનાર, અને સ્પર્શેન્દ્રિયની લોલુપતામાં લાખેણી લાજને લુંટાવી દેનાર વિષ્યાંધ સ્ત્રીઓ પરપુરૂષ પર કટાક્ષ કરતાં પહેલાં દેવી સુંદરમતિની વિશુદ્ધ ભાવનાનું કિંચીત માત્ર સ્મરણ કરશે કે ? હશે ખેર. એ વાતને હવે જવા દે. કારણ કે હૃદયની વરાળ બહાર કાઢવાથી તેવી કુલાંગાર કુલટાઓ કદિ પણ માનવાની નથી. માટે ચાલ સત્વર તૈયાર થા. હજી સુંદરમતિની સંભાળ લેવા સારૂ આપણે આગળ પ્રયાણ કરવું પડશે, આ હૃદયભેદક હેવાલથી તારી ચક્ષુ ઇન્દ્રિયદ્રૂવિત થતી હોય તો તેને હિમતથી સ્વચ્છ કરો સાવધ થા. સતીની સતીત્વતા શું તેને સર્વ જોગવાય નહિ કરી આપે ? જરૂર કરી આપશે. કારણ કે કુદરતને ઘેર સદા ન્યાય છે.

“સતી ! સાવધ થા, રૂદન કર નહિં. તારા સતીત્વની કસોટી થઇ ચૂકી. પુર્વ કૃતકર્માનુસાર તારે આવા દારૂણ દુઃખમાં સપડાવું પડયું છે. દેવી ! તારી વિશુદ્ધ ભાવના, પતિ પ્રેમ, અને પતિવ્રતપણું

ખરેખર ધન્યવાદને પાત્ર છે. તારા પર જુલમ ગુજારનાર દુષ્ટ લલિતા અને ક્રૂરસિંહને સત્વર યમ દ્વાર પહોંચાડી તને આ દુઃખમય બંધનથી મુક્ત કરૂં છું." સતિનાં સતીત્વથી આકર્ષાઇ શિયળનાં દેવતાએ આકાશ વાણીથી સુંદરમતિને આસ્વાસન આપ્યું.

સત્ય સહાયક દેવે સર્પ સ્વરૂપ ધારણ કર્યું, અને લલિતા તથા ક્રૂરસિંહ ને ડંસ દેવાનાં ઇરાદાથી તે ઘરમાં આમતેમ ફરવા લાગ્યો. છેવટે બરાબર લાગ જોઇ પોતાનું કામ સાધી લઇ સુંદરમતિને તે બંધનથી મુક્ત કરી.

અચાનક દૈવી શક્તિનાં પ્રતાપે લલિતાનાં પાસમાંથી મુક્ત થઇ આત્મશાન્તિ પ્રાપ્ત થવાથી સુંદરમતિ સાનંદાશ્ચર્યમાં લીન થઈ તે સત્ય સહાયક દેવનો સવિનય ઉપકાર માનવા લાગી. દેવે હજી પણ જંગલની અંદર નાશી જવા માટે સલાહ આપવાથી પરિણામે સુંદરમતિ તે પરોપકારી દેવની આજ્ઞાનુસાર સતીત્વની સુંદર સાડીનું સંરક્ષણ કરવાના આશયથી સત્વર જંગલમાં નાસી ગઇ.

ચાલતા ચાલતા દુઃખમય રાત્રિ વીતી પ્રભાત થયું. તેવામાં સુંદરમતિની દૃષ્ટિ સામે એક સરોવરનાં કિનારાપર આવેલી ઝુંપડીપર પડી. આ ઝુંપડીમાં એક દયાળુ ભિલ પોતાની વૃદ્ધમાતા સહિત રહેતો. હતો. પ્રાતઃકાળનાં સમયને લઇ નિંદ્રાંમાંથી જાગ્રત થઈ ભીલ ઝુંપડીની બહાર નીકળે છે, તો તેની નજર સુંદરમતિ પર પડી, તેથી તે ભીલનાં અંતઃકરણમાં એવા વિચારો ઉદ્દ્ભવવા લાગ્યા કે આ નિર્જન જંગલની અંદર નિડર પણે ફરનાર આ સ્ત્રી તે વનદેવી તો નહિંજ હોય ? ચાલ જરા પૂછું તો ખરો ? વખતે કોઈ ભુલી પડેલ ભામની રસ્તો શોધવા માટે ફાંફાં મારતી હશે તો ?

આમ વિચાર કરતો કરતો ભીલ સત્વર તેની પાસે જઇ પૂછવા લાગ્યો. સુંદરમતિને તેની યોગ્યતા પસંદ પડવાથી પોતાનો તમામ ઇતિહાસ તેને કહી સંભળાવ્યો. એક મહારાણી પર અચાનક દુઃખનો ડુંગર તુટી પાડવાથી ભીલનું દયાર્દ્ર હૃદય ભરાઇ આવ્યું, અને બન્ને આંખોમાં જળ જળીયા આવી ગયા. સુંદરમતીને યોગ્ય આશ્વાસન આપ્યા બાદ તે ભીલ પોતાની વૃદ્ધ માતા પાસે તેને તેડી ગયો. તેમની કરૂણા જનક સ્થિતિનું બ્યાન સાંભળી તે ભીલની વૃદ્ધ માતાને પણ ઘણું લાગી આવ્યું તેથી ત્યાંજ રહેવા માટે તેને ઘણો આગ્રહ કરવામાં આવ્યો. ભીલ તથા તેની માતાનો વિશુદ્ધ પ્રેમ સહિત અત્યાગ્રહ જોઇ સુંદરમતિ પણ ત્યાંજ રહેવા લાગી.

સમય સમયનું કામ કર્યેજ જાય છે. એકદા પ્રસુતિ સમય નજીક આવવાથી સુદરમતિનાં સુંદર ચહેરા પર શ્યામતા છવાઇ રહી. તેથી ભીલ તેને કહેવા લાગ્યો કે બ્હેન ! આજે આપનાં મુખચંન્દ્ર પર શ્યામતા કેમ છવાઈ રહી છે ? મારી વૃદ્ધ માતાએ શું આપને કાંઇ કહ્યું છે ? આવી વિશુદ્ધ વાણીથી આકર્ષાઇ સુંદરમતિએ કહ્યું, વિરા ! આજે હું કાંઇક જુદાજ વિચારમાં રોકાએલ હોવાથી તમોને તેમ લાગતું હશે. બંધુ ! અરે ઓ વિશુદ્ધ પ્રાણામી પ્રેમી બંધુ ! તારો અને વૃદ્ધ માતાનો મારાપર જે અત્યંત ઉપકાર થયો છે અને હવે પછી થશે તે ખરેખર અવર્ણનીય છે. હું અંતઃકરણ પૂર્વક સુભાષિશ આપુ છું કે તમારૂં સદા કલ્યાણ થાઓ.

ભીલની વૃદ્ધ માતા ઝુંપડીના બીજા ભાગમાંથી સુંદરમતિનો સુંદર સ્વર સાંભળતા એકદમ દોડી આવી કહેવા લાગી કે પુત્રી ! વિચાર કરવાથી આવી પડેલ વિપત્તિ નાશ પામતી નથી માટે નાહક વિચાર સામાટે કરવો જોઇએ ? બેટા ! શું તને આંહી કાંઈ દુઃખ છે ?

અથવા તો તને કોઇએ કાંઇ કહ્યું છે? જો તેમ હોય તો ખુશીથી મારી પાસે ખુલા દિલથી વાત કર, જેથી તેનું નિરાકરણ થાય. ભીલની વૃદ્ધ માતાની વિશુદ્ધ પ્રેમ ભક્તિ સહીત અતિ ઉત્તમ લાગણી જોઇ સુંદરમતિએ કહ્યું. માતા! અરે ઓ કૃપાળુ માતા!! આપની રહેમ નજર નિચે અહર્નિશ આનંદ માનનાર આ હતભાભાગીની સુંદરમતિને આપના તરફનું કિંચીત માત્ર પણ દુઃખ હોય જ નહિં. પરન્તુ હકીકત એવી છે કે—

હું સગર્ભા હોવાથી પ્રસુતી સમય નજીક આવતા શરીરની અંદર વિચીત્ર પ્રકારની વ્યાધિ થયા કરે છે. આથી તે વૃદ્ધ ડોશી સુંદરમતિના શરીરની કેટલીએક ચિકીત્સા કરવા લાગી. જુજ વખત વિત્યાબાદ સુંદરમતિએ એક મહા સ્વરૂપવાન સુંદર પુત્રને જન્મ આપ્યો. પ્રસુતિ સમયની દરેક ક્રિયા ઘણીજ સંભાળ પૂર્વક કર્યા બાદ પુત્રની મનહર કાંન્તિમાં તે ડોસી પોતાનું ચિત્ત પરોવી તેનું લાલન પાલન કરવા લાગી. ભીલ પણ આવા સુપાત્ર અતિથી વડે પોતાની ઝુંપડી પવિત્ર થએલ માની તે પુત્ર પર અતિશય પ્રેમ દર્શાવવા લાગ્યો.

ત્રષાતુરને જળનો સંયોગ થવાથી, ક્ષુધાતુરને અન્ન પ્રાપ્ત થવાવાથી, અને નિર્ધનીયાને ધન મળવાથી જેટલો અત્યાનંદ ઉત્પન્ન થાય; એટલો આનંદ આજે સુંદરમતિને પુત્ર રત્ન પ્રાપ્ત થવાથી થવા લાગ્યો. જેમ સુકલ પક્ષમાં બીજનો ચંન્દ્ર ક્રમે ક્રમે વૃદ્ધિ પામતો જાય છે, તેમ આ ક્ષત્રી કુમાર દિન પ્રતિદીન વૃદ્ધિ પામવા લાગ્યો. વિચીત્ર પ્રકારની બાળ ચેષ્ટાઓમાં સુંદરમતિ પોતાનો રાજ વૈભવ અને ભિન્ન ભિન્ન પ્રકારનાં દુઃખનું સ્મરણ વિસરી જઇ આનંદ પૂર્વક દિન વ્યતિત કરવા લાગી. પુત્રનો જન્મ વનમાં થવાથી તેનું નામ "વનસિંહ" પાડવામાં આવ્યું.

એકદા ભીલ, તેની વૃદ્ધ માતા, અને સુંદરમતિ ઝુંપડી બહાર સહર્ષાનંદમાં અનેક જાતનો વાર્તાલાપ કરી રહ્યા હતા. તેવામાં જયંતીપૂરનો કર્મસિંહ રાજા શિકાર કરતો કરતો અત્રે આવી પહોંચ્યો. આથી સુંદરમતિ જરા ભયથી કંપવા લાગી, પરન્તુ ભીલ નિડરપણે તેને પુછવા લાગ્યો.

ભીલઃ—( હિમતથી ) અલ્યા માનવી ! તું કોણ છે ? અને અહિં શા માટે આવ્યો છે ?

કર્મસિંહઃ—સ્વગત—( અહાહા ! ! ! આવું દિવ્ય રત્ન અહિં કયાંથી ? શું તેની સુંદરતા ? ખરેખર જગતકર્ત્તા પણ ભુલ્યો લાગે છે ને શું ? શું કાગની કોટે મણી કદિ પણ સાંભળ્યો છે ? પ્રભુ ! અરે ઓ પવિત્ર પ્રભુ ! ! આવી મનહર કાન્તાને આ જંગલ નિવાસી ભીલની સત્તા નીચે સોંપવામાં તેં શું બેદરકારી પણું નથી વાપર્યું ? કુદરત ! અરે ઓ શાણી કુદરત ! ! શું તું પણ ભૂલી ગઇ ? શું ઉકરડામાં કમળ કોઇ દિવસ હોય ખરૂં ? વિધાત્રા ! ત્યારે શું આવા અમુલ્ય રત્નને આવા ઉકરડામાંથી સ્વિકાર કરવા માટે તું મને અહિં લાવી છે ? ખરેખર આ દિવ્ય મણી કાગની કોટેથી છોડાવી મારા જેવા હંસનેજ ધારણ કરવા યોગ્ય છે. પણ જીવ જરા સબુરી પકડ. નાહક ઉતાવળ કરવાથી વિપરીત પરિણામ આવશે, માટે સમય સૂચકતા વાપરી કામ સાધી લેવું. ) ભાઇ ! હું જયંતીપુર નગરીનો કર્મસિંહ નામે રાજા છું, અને શિકાર કરવા જતા પાણીની તૃષા લાગવાથી આ ઝુંપડી દેખી પાણીની આશાએ અત્રે આવ્યો છું. માટે જરા પાણી પાઇ મારી તૃષાને શાન્ત કરશો તો મોટો ઉપકાર થશે.

વૃદ્ધ ડોશીઃ—( બહારથી કમળનાં પુષ્પ સરીખો દેખાવ રાખનાર કર્મસિંહની મધુર વાણીથી આકર્ષાઈ ) બેટા ! શાન્ત થા. હમણાંજ હું તને પાણી પાઇ તૃપ્ત કરૂં છું. ( એમ કહી અંદરથી પાણી લાવી કર્મસિંહને પાય છે. )

કર્મસિંહઃ—( પાણી પીધા બાદ ) ડોશી મા ! આપની ઉત્તમ લાગણી માટે હું આપનો ઉપકાર માનું છું. પરન્તુ આપની સાથે આ દિવ્ય બાળા કોણ છે ?

ભીલઃ—( કર્મસિંહની કપટ યુક્ત વાણી અને તેના ચહેરાનું મલીનપણું જોતાં ક્રોધાતુર બની ) તારે તેની શી પંચાત છે ?

કર્મસિંહઃ—( અપમાનથી ક્ષત્રી લોહી તપી ગયું. ) નાદાન ! જરા સંભાળીને બોલ. નાહક બકવાદ કરી શા માટે તારા પ્રાણને જોખમમાં નાંખે છે ?

ભીલઃ—( ત્વરાથી તીર કામઠું લઈ ) દુષ્ટ ! તારો કાળ હું નજીક દેખું છું. હજી પણ જીવવાની આશા હોય તો ચાલ્યો જા અહિંથા. નહિંતર જાન ગુમાવી બેશીસ.

કર્મસિંહઃ—શું તારા જેવા શ્વાનના ભસવાથી આ શુરવીર સિંહ ડરી જશે ? પિસાચ ! અરે ઓ પાપી પિસાચ ! ! સાવધ થા. જાન કોણ ગુમાવી બેસે છે, એ હું તને હમણાંજ બતાવું છું. ( એમ કહી ચળકતી તરવારથી ભીલ સામો ધસે છે. ભીલ પણ રાક્ષસી સ્વરૂપ ધારણ કરી તેવીજ તલવારથી કર્મસિંહ પર ટુટી પડે છે. પરિણામે પરોપકારી ભીલ કર્મસિંહની તલવારનો ભોગ થઇ પડે છે અને તેનો અમર આત્મા અન્ય પ્રદેશમાં પ્રયાણ કરે છે. )

વૃદ્ધ ડોશીઃ—( પુત્રની અવસાન સ્થિતિ જોઇ વીરત્વનાં આવેશમાં ) અરે ઓ જુલમગાર જાસુસ ! આવું અધમ કાર્ય કરનાર તું પોતે કે ? ( એમ કહી પાસે પડેલો એક લાકડાનો ઘોકો એવો તો જોરથી તેના કપાળમાં મારે છે કે કર્મસિંહ તમર ખાઇ નીચે પડે છે. પરન્તુ સાવધ થઇ એકજ તલવારનાં ઘાથી ડોશીને પ્રાણ રહીત કરી નિર્ભયતાથી મદોન્મત મહીશની માફક આમ તેમ ઘુમે છે. )

અહાહા ! ! ! કર્મદેવ તારી કૃતિ ન્યારી છે. બિચારી સુંદરમતિ સંકટના મહાન સમુદ્ર વચ્ચે સહાયતા રૂપિ નાવ પ્રાપ્ત થવાથી જરા આનંદ પામવા લાગી. એ પણ તારી નમેરી આંખ જોઇ શકી નહિં ? તે દુઃખીઆરી વિર બાળાએ એવું તે તારૂં શું બગાડ્યું છે કે તું તેનો પલોજ મુકતો નથી ? શું એક અબળાને સતાવવામાં તારી મહત્વતા સમાએલી છે ? ભાઇ ! હવે તો હદ થઇ તારી મહાન શક્તિ આગળ તે બિચારી અબળાનું શું જોર છે ? કે તું તેને આટલી બધી સતાવે છે ? હશે ભાઇ ! તને નવ ગજનાં નમસ્કાર છે.

પોતાને મહાન સંકટમાંથી બચાવનાર વિશુદ્ધ પ્રણામી ભીલ અને તેની વૃદ્ધ માતા ખાસ પોતાના માટેજ તેમનાં કીમતી પ્રાણનો ભોગ આપી આવી કરૂણાજનક સ્થિતિમાં સ્વર્ગવાસી થયા જાણી સુંદરમતિ અત્યંત આક્રંદ કરવા લાગી. તેવામાં કર્મસિંહ પાસે આવી કહેવા લાગ્યો કે સુંદરી ! તારા માટેજ મારે આટલા ખુન કરવા પડયા છે. માટે હવે તો હે મૃગાક્ષિ ! આ પ્રેમી પંથીકને પ્રેમપૂર્વક આદરમાન આપ

તેની જીજ્ઞાસા પરિપૂર્ણ કર શશિમુખી ! શા માટે રૂદન કરે છે ?ચાલ મારી સાથે જો પછી હું તને કેવું સુખ આપું છું ? સતિત્વનાં આવેશથી ઉશ્કેરાએલી વીરબાળા કર્મસિંહને એક લાત મારી કહેવા લાગી કે પિશાચ ! અરે ઓ ધાતકી હૃદયનાં ક્રુર પિસાચ !! કદી પૃથ્વિ રસાતાળ જાય, આભામંડળ તુટી પડે, અને મેરૂ કદિ ચલાયમાન થાય તોપણ આ સતી તેનું સત્ય કદિ પણ છોડનાર નથી.

જેમ અગ્નિમાં ધી હોમવાથી વિશેષ જ્વાળા પ્રગટ થાય છે, તેમ દુષ્ટ કર્મસિંહનાં પાપી હૃદયમાં ક્રોધાગ્નિ ઝળઝળી રહી હતી. તેમાં વળી સતિનાં તિરસ્કાર યુક્ત વચનરૂપી ધી હોમાવાથી વિશેષ જ્વાળા પ્રગટ થવાને લીધે એક ગંજાવર ત્રાડ મારતો નિરાધાર સુંદરમતિ પાસેથી બિચારા વનસિંહને ખેંચી લઇ કહેવા લાગ્યો કે

કુલટા ! અરે ઓ નિષ્ઠુર હૃદયની ક્રૂર કુલટા !! બોલ માને છે કે નહિં ? યાદ રાખજે કે જો મારી ઇચ્છાને આધીન નહિં થાય તો આ ભુખી શમશેરને તારા આ પુત્રનું બળીદાન આપી તૃપ્ત કરીશ. પ્રેમી વાંચક !

સતિઓનાં કોમળ હૃદયમાં સતિત્વપણાની સુંદર ભાવના સદાને માટે સ્ફુરી રહે છે. અને તેને લઈ આ સંસારની કિમતી વસ્તુઓને પણ તુચ્છ ગણી સતિત્વ સાચવવામાં વીરત્વતા પ્રદર્શિત કરી પોતાનાં મનોબળને સુદઢ બનાવે છે. પ્રાચીન અને અર્વાચિન ઇતિહાસો પરથી આપણને માલુમ થાય છે કે સ્ત્રીઓએ સતિત્વની ખાતર પોતાનાં સંતાનનો તથા પ્રાણાધારનો વધ થતાં નજરે જોયેલ છે. મતલબ કે સતિત્વનાં મહાન ગુણુનેજ તેણે પોતાનાં હૃદયમાં મહત્વ આપેલ છે.

સુંદરમતિને પણ સતિત્વ સાચવવા માટે આવાજ સંજોગમાં સપડાવું પડયું છે. જેમ સિદ્ધરાજે રાણકદેવીનાં સતિત્વને જંખીત કરવાનાં ઈરાદાથી તેમનાં બન્ને પુત્રોનો તેની નજર આગળ વધ કર્યો, તેમ કર્મસિંહ સુંદરમતિનાં સતિત્વને કલંકીત કરવાનાં આશયથી તેમનાં પુત્ર વનસિંહનો વધ કરવા તૈયાર થયો. પુત્ર કરતાં સતિત્વનાં મહાન ગુણને સ્વહૃદયસ્થાનમાં મહત્વપણું આપનાર સતી સુંદરમતિ ન માનવાથી જેવો કર્મસિંહ તલવાર ખેંચી વનસિંહનો વધ કરવા જાય છે તેવામાં "કોઇ બચાવો કોઇ બચાવો." એવા શબ્દોનો ધ્વનિ સુંદરમતિનાં મુખમાંથી જન્મ પામ્યો. ઉક્ત ધ્વનિ પાસેની ઝાડીમાં પસાર થતી એક વીર બાળાની કર્ણેન્દ્રિપર અથડાતા તે વીરબાળા ખુલી સમશેર ધારણ કરી સુંદરમતિની મદદે આવી પહોંચી અને કર્મસિંહને ઠાર મારી "ગુલાબનાં પુષ્પ જેવા ખીલતા બાળકને બચાવી લીધો."

કૃપાળુ પ્રિય વાંચક !

આવા ભયાનક જંગલમાં અકસ્માત્ સુંદરમતિની મદદે આવી પહોંચનાર આ વીર બાળા કોણ છે, તે જાણવા તારૂં હૃદય ઉત્સુક હોય તો તે કનકાપુરી નગરીનાં કરણસિંહ રાજાની પુત્રી કાન્તાગૌરી કે જે ખુલી તરવારે આવેલ ધ્વનિ પર ધ્યાન દઈ આગળ ધસી હતી તેજ છે.

દુષ્ટ કર્મસિંહને કરણીનાં ફળ ભોગવવા માટે પરમાત્માની હજુર હાજર કરનાર કાન્તાગૌરી સામી સુંદરમતિ એકી ટસે જોઇ રહી. જેને લઇ તેના અંતઃકરણમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં વિચારો ઉદ્ભવવા લાગ્યા.

સુંદરમતિઃ—સ્વગત-( અરે ! આ વીરબાળાનાં દરેક અવયવો નિરખતા વ્હાલી પુત્રી કાંન્તાગૌરીનું કેમ સ્મરણ થાય છે ? ત્યારે શું આ કાન્તાગૌરી હશે ? અરે પણ તે અહિંઆ ક્યાંથી હોય ? ચાલ જરા પુછી તપાસ તો કરૂં. ) વીરબાળા ! હું આપની ખરેખર ઋણી છું. આપનાં અત્યંત ઉપકારનો બદલો આ દિન દાસીથી કદિ પણ વળવાનો જ નથી. જો આપની સહાયતા મને ન મળી હોત, તો આ દુષ્ટ મારા વ્હાલા બાળકનો વધ કરી મારા સતિત્ત્વ પર તલાપ મારત. પણ સારૂં થયું કે પરમાત્માએ આપને સત્વર મારી મદદે મોકલ્યા.

કાન્તાગૌરીઃ—સ્વગત ( અહાહા ! ! ! આજે આ હું શું જોઉં છું ? આ ન્હાનકડા બાલકપર મને અતિશય પ્યારની લાગણી કેમ સ્પુરે છે ? શું પુર્વ ભવાન્તરોને વિષે તે મારો કોઇ નિકટ સબંધી હશે ? માતા સુંદરમતિનાં મધુર અવાજ જેવો ધ્વનિ આ દુઃખીઆરી સ્ત્રીનાં મુખદ્વારાએ જન્મ પામી મારા કાન પર અથડાતા મને શું સૂચવે છે ? ખરેખર સુંદરમતિનાં દરેક અવયવો આ સ્ત્રીને મળતાજ આવે છે. ત્યારે શું આ સુંદરમતિ તો નહિંજ હોય ? હે કંગાલ મન ! શા માટે ભ્રમીત બને છે ? દેવી સુંદરમતિ તો સંતાનોના વિયોગ દુઃખથી કનકાપુરીના રાજમહેલની અંદર આંસુ ઢાળતી હશે. પ્રભુ ! પ્રભુ ! ! પ્રભુ ! ! ! ) સતિ ! શાન્ત થા. મેં મારી ફરજ સિવાય વિશેષ કાંઇ પણ કર્યું નથી. દેવી ! તું કોણ છે ? અને આ વિષયાંધ રાક્ષસના પંજામાં કેમ સપડાવું પડયું ?

સુંદરમતિઃ—વીરબાળા ! આપની પાસે સત્ય હકીકત જણાવતાં મને ક્ષોભ થાય છે કે હું કનકાપુરી નગરીનાં કરણસિંહ રાજાની ધર્મપત્નિછું, અને મારૂં નામ સુંદરમતિ છે. કર્માનુસાર જંગલમાં રઝળવું પડે છે. આ પુત્રનો જન્મ પણ આજ જંગલમાં થએલ છે. બાળા ! અરે ઓ પવિત્ર બાળા ! ! મારા દુઃખનો પાર નથી ( એમ કહી રડી પડે છે. )

કાન્તાગૌરીઃ—સ્વગત્ ( પ્રભુ ! અરે ઓ પવિત્ર પ્રભુ ! ! તારી શક્તિ અપાર છે. તારી અદ્ભુત કળાનો કોઈ પાર પામવા શક્તિવાન નથી. આખરે મારા માનસીક વિચારો ખરા પડયા ને શું ?) કોણ ? માતા સુંદરમતિ ?

બસ થયું. પડદો ખુલ્લો થયો, અને અરસપરસ મા દીકરી સ્નેહપૂર્વક મળી આપસ આપસમાં પોતપોતાનો ઇતિહાસ પ્રકાશીત કરવા લાગ્યા.

પ્રિય વાંચક !

હવે જરા તે મા દીકરીને અરસપરસ પોતપોતાના દુઃખનું પુરાણ પ્રકાશીત કરવા માટે વિશ્રાન્તિ આપી વ્યંતર દેવીના પંજામાં કેદ પકડાએલ કુમાર જયસિંહના સંકટ સમુદ્રની અંદર તારા મનોવેગરૂપી નાવને વહેતું મુક. વિકટ અટવિની અંદર પંથે ચાલતા પગમાં કાંટો લાગવાથી આમ્રનાં વૃક્ષ નિચે વિશ્રાન્તિ લેનાર જયસિંહ સ્વપત્નિ પુષ્પાનાં કોમળ કરમાં પોતાનો ચરણ થોભાવી કાંટો કઢાવે છે. તેવામાં વિષયની આકાંક્ષાવાળી એક વ્યંતર દેવીની દૃષ્ટિ તેના પર પડતાં તેનું હરણ કરી એક ગુફા મધ્યે તે વ્યંતર દેવી બેશુદ્ધ થએલ જયસિંહનાં મુખચંન્દ્રપર સુગંધી પદાર્થોનો લેપ કરવા લા-

ગી. થોડીવારે જયસિંહ સાવધ થયો, અને ચોમેર દૃષ્ટિ કરે છે તો પોતાને પુષ્પાની બદલીમાં એક ભયંકર ગુફા મધ્યે વ્યંતર દેવીની કપટજાળમાં સપડાએલ જોયો. અચાનક પવિત્ર પુષ્પાનાં વિયોગ દુઃખથી તેનું પ્રેમાળ હૃદય ભરાઈ આવ્યું, અને પુષ્પાના પ્રેમપુષ્પની સુગંધતાને યાદ કરી બહુજ આક્રંદ કરવા લાગ્યો.

અહાહા ! ! ! આ શું ગજબ ! શું જુલમ ! ! પુષ્પા ! અરે ઓ પવિત્ર પુષ્પા ! ! તું કયાં ગઇ ? સ્વપતિને સંકટમાં હડસેલી નાશી જવું એ શું તારા જેવી સતી સ્ત્રીનું કર્ત્તવ્ય છે ? મૃગાક્ષી ! યાદ રાખજે કે તારા વિના આ જયસિંહ ઝુરી ઝુરી દેહનો અંત આણશે. ભ્રમર કમળનાં વિયોગથી કેવો ભ્રમીત બને છે ? એ શું તારા ધ્યાનમાં નથી ? મનોહારી ! તારી મનહર મુર્તિ મારા મંદીરમાં અહોનીશ વ્યાપ્ત છે, એ તું શાણી થઇ કેમ વિસરી જાય છે ? શું તારો પ્રેમરૂપિ સૂર્ય અસ્ત થયો ? વ્હાલી ! વ્હાલી ! ! વિયોગતારૂપિ બાણુથી મારૂં હૃદય વિંધાય છે. કાન્તા ! અરે ઓ કુળ દિપક કાન્તા ! ! જો આમ રીબાવી નાસી જવું હતું તો જંગલમાં શા માટે મળી ?

## ઇંદ્રવિજય છંદ.

પ્રેમનિદ્યા પટકી મુજ ઉપર, ઘાયલ ચિત્ત કર્યું પ્રિય પ્યારી;
હાય હવે કયમ શાન્તિ થશે ઉર, લાગી ખરેખર પ્રેમ કટારી.
ચેન નહિં દિન રેન પડે ચિત, છો મળવા પ્રિય આતુર પુરો;
સુંદરજી દ્રગ બાણુવડે મુજ, કાળજ ચીરી કર્યું ચકચૂરો.— ૧
દામનિ તૂલ્ય દીશે ચખ ચંચળ, અંતર ભેદક વાણી મધૂરી;

હાસ્ય વિનોદ કરી હસ્તી ચીત્ત, પ્રિતની રીત તું જાણુ છ પૂરી,
શાસ્ત્ર કથા લખનાર કવિશ્વર, પદ્મની આદિ સુનાર વખાણી;
એથી અધિક ગુણો તુજમાં પ્રિય, સુંદર ચિત્ત હરી ગઇ શાણી. ૨

કર્તા. ક. સું. પું.

અરે ! આ હું શું વદુછું ? શું પુષ્પા મને તરછોડી ચાલી ગઇ ? ના ના કદિજ નહિં. ત્યારે આમ કેમ થયું ? આહિ હું કેમ આવ્યો ? આવવાનું શું કારણ ? લાવનાર કોણ ? શું આ દેવાંગ્ના તો નહિં હોય ? હા હા એજ. અરે એ દયાળુ દેવાંગ્ના ! મારી પ્રેમપોષિત અધાંગ્ના પાસેથી મને અહિં લાવવાનું શું કારણ ?

જયસિંહનાં પ્રશ્નનો ઉત્તર આપતાં દેવીએ જણાવ્યું કે અરે એ મનહર મુર્તિ ! જેમ ભ્રમર કમળની સુગંધતામાં, મૃગ સંગિતનાં સુંદર સ્વરમાં, અને ભૂજંગ મોરલીના મધુર અવાજમાં અત્યાનંદી બને છે. તેમ આ કોમળ કેતકી આપ પ્રિય ચંન્દ્રનાં મેળાપને લઈ સહર્ષિત બને છે. હૃદયમણી ! જરાપણુ ગભરાશો નહિ. કામજ્વરથી પીડાતી આ દાસી આપનાં પ્રેમ સલીલથી શાંન્ત થવા માટે અતિ તીવ્ર અભિલાષા ધરાવે છે. એટલું કહેતાંની સાથ સત્વર દેવીએ તે ગુફાને એક સુંદર મહેલ બનાવી દીધો. જયસિંહ આ ચમત્કારથી સાનંદાશ્ચર્ય પામ્યો જેને લઈ હૃદયસ્થાનમાં વિચીત્ર વિચારો ઉદ્‌ભવવા લાગ્યા.

અહાહા ! ! ! આજે આ હું શું જોઉંછું ? ગુફામાંથી આવો ચિતાકર્ષક મહેલ કેવી રીતે બન્યો ? કોણે બનાવ્યો ? બનાવવાનું શું કારણ ? શું આ ઇન્દ્રજાળ તો નહિં હોય ને ? સામેથી રત્નજડીત્ર દિવાલો અને મનહર સ્થંભો કેવા દીપી રહ્યા છે ? બિલોરી કાચનાં સુંદર વાસણોની સૌંદર્યતા અને રંગ બેરંગી ચિત્રોની વિચીત્રતાને

લઈ આ મહેલ કેવો દેદિપ્યમાન થઇ રહ્યો છે? કેવી અલોકીક શોભા પ્રસરી રહી છે? આ મનહર ત્રાકો કેવા રમણિય લાગે છે અહાહા!!! મખમલનાં બીછાનાં સહિત આ મનહર છત્રીપલંગ કેવી અલોકીકતા પ્રદર્શિત કરે છે? ભિન્ન ભિન્ન તરેહનાં સુવાસિત પુષ્પોની મચ્છરદાની કેવી બ્હેકી રહી છે? પલંગની આસપાસ રહેલા ગુલાબ, ગુલબાસ, મોગરો, જાઈ, જુઈ, ચંપો, ચંબેલી, ઇત્યાદિ કોમળ વૃક્ષોનાં સુવર્ણમય કુંડાઓ અને તેની વચ્ચે વિવીધ પ્રકારથી ગોઠવાએલા પાણીના બારીક ફુવારાઓ પલંગની દિવ્ય શોભામાં કેવી વૃદ્ધિ કરે છે? ( ચોમેર ફરતા એક નાજુક બારી પાસે જઈ પહોંચે છે. ) અરે! આ શું? શું મહેલને ફરતો બગીચો છે? હાહા ખરેખર બગીચોજ જણાય છે. વાહ! મનહર બગીચાની નવપલ્લવતા કેવી પ્રસરી રહી છે? આ નિલા રંગની ભૂમી કેવી શોભનિય લાગે છે? વિવીધ પ્રકારનાં રંગ બેરંગી પુષ્પોની સુગંધતા પાછળ ભમરો કેવા ગુંજારવ કરી રહ્યા છે? વિશ્વદેવીનાં પ્રાણાધાર મેઘ નૃપતિને તે દેવીનું લાલન પાલન કરવાની યાદીનું સ્મરણ કરાવનાર મયૂરોનાં મનહર શબ્દો કેવા પ્રિય લાગે છે? ખરેખર.

### ત્રોતક છંદ.

બહુ શોભિત બાગ અથાગ બણ્યો, ગિરીજાપતિનો ગિરિરાજ ગણ્યો;
ગુલબાસ ગુલાબ દિલે ગમતા, લટકી અહિ વલિ લવિંગ લત્તા;
તરૂ કેતકિ કેશુ કદંબ તણાં, વળિ ચંપક ચંદન વૃક્ષ ઘણાં;
ગણિ કોણ શકે સઘળાં ગણતાં, ભણિ ભારતિ થાકિ રહે ભણતાં;
ફળિ છે કદળી વળિ જામફળો, ગુણકારિ સિતાફળ સ્વાદ ગળ્યો;
અતિ ખેર અખોડ અને અરણી, હરડે હિતકારી પિડા હરણી;

અગણીત અનામત અંબ તરૂ, જન રંજન જ્યાં બહુ જંબ તરૂ;
તજનાં તરૂ એલચી દ્રાક્ષતણાં, મનમોહન મંડપમાં ન મણા;
ઝુકિ ઝુંડ તહાં રહી ઝાડી ઘણી, ચતુરાઇથી બેઠક બેશ બણી;
તકની તરકારિ તમામ તહીં, વડ પીંપર પાર નહિં;
બિલી આંબલી બાવળ બોરડીયો, થિર થૈ ઠરિ કાંચકિ થોરડિયો;
ખજુરી ખરસાણીજ ખીજડીયો, લળિ લીંબુડિને વળિ લિંબડિયો;
અરડૂશિ અનુપમ આવળ છે, શુભ શિશમ સાગ શતાવળ છે;
નવ પલ્લવ થોક અશોક નકી, લખતાં નહિં લેખણ લેખિ શકી;
વળિ વાડિ વિષે શુભ વાયુ વહે, ગુણ શિતળ મંદ સુગંધ ગ્રહે;
ભમરા રસ ભોગિ અનેક ભમે, ગુણવંતતણા શુણિ સોર ગમે;
ચકલાં ચિત ચોર ચકોર ઘણાં, સ્વર શુદ્ધ મનોહર મોર તણાં;
શુક કોકિલ ચાત્તક સારસડાં, વિચરે નવરંગ વિહંગ વડાં;
વળિ કુંડ સરોવર વાવ્ય કુવા, જુગતીથિ કરેલ પ્રકાર જુવાં;
જળ નિર્મળ જ્યાં જમુના જળથી, નહિં નિત્ય પ્રવાહ ઘટે નળથી;
ભલિ ભાત દિશે જળ હોજ ભર્યાં, કળદાર ભલા જળ જંત્ર કર્યાં;
નરનારિ જુવે નજરે નિરખી, હઠ લૈ ચિત ચોટિ રહે હરખી,
દિપતું વળિ દેવળ દેવતણું, ચતુરે નવરંગ ઉતંગ ચણ્યું;
કરિ કારિગરી દલપત્ત કહે, રઘુનાથ રહે ઘડી જોઈ રહે.

અહાહા મંદમંદ પવનની મીઠી લહેરી શરીરને સ્પર્શાઇ મનને કેવી આનંદદાયક લાગે છે? ( ઝાંઝરનાં અવાજથી ચમકી ) અરે! આ ઝાંઝરનો મધુર અવાજ ક્યાંથી આવ્યો? શું મારૂં હરણ કરનાર વિષયાંધ દેવી વિચીત્ર વસ્ત્રાભુષણોથી સજ થઈ વિષયની તિવ્ર ઇચ્છાએ અહિં આવતી હશે? શું તેનું આમંત્રણ સ્વિકારવું પડશે?

ના ના કદિજ નહિં. સિંહ કોઈ દિવસ ઘાસ ખાય ખરો ? ત્યારે શું પતિવ્રતને પતિત ન બનાવવું ? પણ તેમ કરતા દુઃખનો ડુંગર ટુટી પડશે તો ? ત્યારે શિયળ રત્નને વિષય ક્રિયથી કલીષ્ટ કરવું ? સત્યને અવલંબતા તે બળાત્કાર કરશે તો ? અરે ! આ હું શું વિચાર કરૂં છું ? ક્ષત્રીકુળ દિપક આવા નિર્માલ્ય વિચારોને સ્વાધિન થાય કે ? કદિજ નહિં. બસ એકજ વિચાર. પવિત્રતાને માટે પ્રાણ અર્પવો, શિયળને માટે તન, મનનો ભોગ આપવો, અને સત્ય માટે શિર અર્પિ માનવ મુસાફરી સફળ કરવી. જયસિંહ ! જયસિંહ !! જાન-ની પણ દરકાર નહિં રાખતા સત્વર સાવધ થા. સત્યની કસોટીનો સ્તુત્ય સમય બરાબર સાંપડયો છે. સંકટો સહન કરી તારી શુરવી-રતા બતાવી આપ. ઓ સત્યસહાયક દેવ ! તારા સત્ય ભાનુની પ્રભા-વડે મારા હૃદય ક્ષેત્રમાં સત્ય પ્રકાશ પ્રગટ કરી ભક્ત વાત્સલ્યતા બતાવી આપજે. અરે ઓ પવિત્ર દેવ ! આ પામર સેવકને પતિત થતાં પહેલાં તારી પવિત્રતાની સીતળ છાંયાનો લાભ આપી પવિત્ર બનાવજે. અને અરે ઓ સચ્ચિદાનંદ વિશ્વવ્યાપક પ્રદુઃખભંજન પરમાત્મા ! તારૂં ઇશ્વરીબળ આ બાળનાં હૃદયમાં પ્રેરી વિષય ક્રિ-યમાં પડતા આ દિન કિંકરને ત્વરાથી બચાવી લેજે. ( પ્રગટ દેવી ) અરે ! આતો દિવ્ય વસ્ત્રાભુષણ સહિત આવી પહોંચી ને શું ? ફિ-કર નહિં. " સત્યની સાથે સમયસૂચકતા અને હિંમત વિજયમાળા જરૂર અર્પશે. " પ્રભુ ! પ્રભુ !! પ્રભુ !!!

દેવીઃ—( સ્મિત હાસ્યપૂર્વક ) વ્હાલા ! આ દાસી આપ પ્રિયતમનો પાઠ પઢી રહી છે. પ્રાણેશ ! આવો. આ દિલપસંદ અત્તરો, અને સુવાષિત પુષ્પોથી મનને અધીક આનંદ આપી જીંદગીની

સાફલ્યતા સ્વિકારીએ. નાથ ! આ પતલી કમલિની આપ પ્રેમીનું પ્રેમાર્ચન્ કરવા સહર્ષ તૈયાર છે. ( જયસિંહ તરફ ધસે છે. )

જયસિંહઃ—( ધૈર્યતાથી જરા દૂર ખસી ) દેવી ! અરે એ દયાળુ દેવી !! આપનું દૈવી ડહાપણ ક્યાં જતું રહ્યું ? આપની વિશુદ્ધ ભાવના ક્યાં ભરાઈ પેઠી ? અને આપનું પવિત્રપણું ક્યાં પોઢી ગયું ? શું પુત્ર પ્રત્યે આવી દુષ્ટ ભાવના પ્રદર્શિત કરનાર કોઇ પણ માતા આ મહિતળ મધ્યે જોવામાં આવી છે ? માતા ! અરે એ માયાળુ માતા !! હું આપનો પુત્ર છું. માટે આ રંક પુત્રપર આપના અનુચિત ભાવરૂપ અશ્વને છોડી મુકતા પહેલા તેને જ્ઞાનરૂપિ લગામથી મર્યાદાશિલ બનાવી આપે આપનું મહત્વપણું સ્વિકારવું એ આપની મુખ્ય ફરજ છે. વિઘ્નહરી ! આપની દરેક વિભુતિઓ પરને પીડાથી મુક્ત કરાવનાર હોવા છતાં અનુચિત કાર્ય તરફ પ્રેરાય એ શું શોચનીય નથી ? શું કોઈ દિવસ જળમાં લાય લાગે ખરી ?

દેવીઃ--હૃદયમણી ! મનહર મહેલની દિવ્ય સામગ્રિ સહિત દિવ્ય સુર પત્નિ પ્રાપ્ત થયા છતાં પવિત્રતાઇનો ડોળ કરી શા માટે તેનો અનાદાર કરો છો ? સ્મરબાણથી વિંધાતા આ હૃદયને આપનાં પ્રેમ સલીલથી શાન્ત કરવા શા માટે આનાકાની કરો છો ? એવો મૂર્ખ કોણ હોય કે મણી પ્રાપ્ત થયા છતાં તેનો તિરસ્કાર કરે ? પ્રાણેશ ! હવે ખચિત યાદ રાખજો કે આપની પવિત્ર જીંદગી આસુર પત્નિનેજ હાથ છે. માટે મારી ઈચ્છાને આધીન થઇ આનંદ આપશો તો ઉપકાર થશે,

પાછળથી પસ્તાવું ન પડે એ ખાસ ધ્યાનમાં રાખશો.

જયસિંહ:—સ્વગત્ ( અહાહા ! ! !

દોરડું દેખીને ડોટ દીએ, મહા પન્નંગને પકડે નિજ હાથે;
શિયાળ શબ્દ સુણી ડરપે, લડવા ધરે હિંમત સિંહની સાથે,
નિશ્ચત્વની નિસરણી ચડતા, નીરભિક ચડે ગીરી શિખરમાથે;
ખરેખરૂં ખોડીદાસ કહે, અબળા, સબળા નરને પણ નાથે.

કર્તા. મહાત્માશ્રી ખોડીદાસજી.

દેવી ! દેવી ! ! કામાવેશના પરવશપણાથી તારૂં દૈવીપણું દરિઆની અંદર ફેંકી દઇ એક નીચ વેશ્યાની માફક સ્ત્રી ચરિત્રો કરતાં તને જરા પણ શરમ નથી આવતી ? તું તો શું પણ તારા જેવી સેંકડો દેવાંગના આ જયસિંહને ચળાયમાન કરવા આવે તોપણ તે જયસિંહ કદિ પણ પાછી પેની ભરનાર નથી ને નથીજ. ) દેવી ! આપ આ શું બોલો છો ? શું આપને સતિત્વની સુંદર સાડી પ્રત્યે કિંચીત માત્ર પણ ભક્તિભાવ નથી ? જુલમ, જુલમ, માતા ! અરે ઓ માયાળુ માતા ! ! શું મને ખોટો ભય બતાવી ફસાવા માગો છો ? કદિજ નહિં પરિણામ ગમે તેવું આવે તેની મને દરકાર નથી. કર્તવ્યતાના યજ્ઞકુંડમાં સત્ય માટે આ ક્ષણભંગુર દેહની આહુતી આપવી એ મનુષ્ય તરીકે હું મારી ફરજ સમજું છું.

દેવી:—પામર ! અરે ઓ પતિત પામર ! ! સારાસારનો વિચાર કર્યા વિના શા માટે તારી જીંદગી જોખમમાં નાંખે છે ? ગમાર ! તારી ગુમાની કેટલો વખત નભી શકવાની છે ? ધૂર્ત ! ખાલી

ઢંગ મૂકી દઇ સત્વર મારી ઇચ્છાને આધિન થા. સેતાન! દૈવીસત્તા આગળ તારૂં શાણુપણું કેટલો વખત નભી શકશે?

જયસિંહઃ—દેવી! અરે ઓ દુષ્ટ દેવી!! આ અનિત્ય શરીર પર ગમે એટલા ભિન્ન ભિન્ન પ્રકારનાં દુઃખને ડુંગર ટુટી પડે તોપણુ આ જયસિંહ પોતાની અચલિત મનોવૃત્તિને કદિ પણુ ચલિત કરનાર નથી. કામાંધ! કામાવેશનાં પરવશપણુાને લઈ તારી દૈવીસત્તાને શા માટે દુરૂપયોગ કરે છે?

દૈવી સ્ત્રી ચરિત્રાથી જયસિંહને ચલીત કરવામાં દેવીએ જરા· પણુ કચાસ રાખી નહિં. ભયંકર કૃત્રીમ સ્વરૂપથી વારમવાર ડરાવવા લાગી પરન્તુ આખરે નિરૂપાય. તેથી ક્રોધાવેશમાં બિહામણું સ્વરૂપ ધારણુ કરી જયસિંહને સમુદ્રમાં ફેંકી દેવાનાં ઇરાદાથી બન્ને હાથમાં તેને જોસબંધ પકડી દૈવી શક્તિનાં પ્રભાવે આકાશ માર્ગે ગમન કરવા લાગી. તેવામાં સમુદ્ર દ્રષ્ટિગોચર થવાથી જયસિંહને સમુદ્ર વચ્ચે આકાશ માર્ગેથી પડતો મુકી ત્વરાથી સ્વ સ્થાનકે જતી રહી.

પ્રિય વાંચક!

સત્યતા એકજ જેની સૌંદર્યતા છે, પવિત્રતા એજ જેનો પુરૂષાર્થ અને વિશુદ્ધતા એજ જેની વિભુતિ છે. એવો નરરત્ન જયસિંહ કે જેને સત્યાગ્રહી થતા વ્યંતર દેવી તરફથી વિચીત્ર પ્રકારની મહાન વિપત્તિઓ વેઠી પરિણુામે સમુદ્રનાં અગાધ જળની અંદર સપડાએલ નીરખી તારી યુગલ ચક્ષુ ઇંદ્રી દ્રવિત થઇ હોય તો હિંમતથી તેને સાફ કરી સાવધ થા. કારણુ કે "સજ્જનોનાં સત્યની કસોટી

કરનાર કુદરત દેવી કદર બુજ, બુદ્ધિશાળી, અને વિચાક્ષણુ હોવાથી જરૂર સત્યવાન જયસિંહને સહાય થયા વિના રહેશે નહિં." માટે તારા દગ્ધ થએલ હૃદયને શાન્ત કરી નચિંતપણે આગળ પ્રયાણુ કર.

ક્ષારાબ્ધિનાં અગાધ જળની સાથે ગોથા ખાનાર જયસિંહને તેમનાં સદ્ભાગ્યે એક ભાંગી ગએલ હોડીનું પાટીયું હાથ લાગવાથી તેને અવલંબી પાણીના મોજાં સાથે અથડાતો છેવટે સમુદ્રનાં કિનારા નજીક આવિ પહોચ્યો.

આ વખતે કીનારા પાસેની જંગલી ઝાડીમાં નિવાસ કરનાર કેટલાક બહારવટીઆઓ સમુદ્રમાં જાળ નાંખી માછલાઓ પકડતા હતા. તે બહારવટીઆઓમાંના એકની દ્રષ્ટિ જયસિંહ પર પડવાથી પોતાનાં ત્રણચાર સોબતીઓ સહીત પોતે સમુદ્રની અંદર કુદી પડયો. અને તેને મહા મહેનતે બહાર કાઢી તે માયાળુ બહારવટીઆઓ જયસિંહની સારવાર કરવા લાગ્યા.

જયસિંહ થોડીવારે શુદ્ધિમાં આવી જુએ છે તો પોતાંને પ્રાણદાન અર્પણુ કરનાર કેટલાએક બહારવટીઆઓ પોતાની પાસે સારવારમાં ગુંથાયા હતા. જેને લઈ જયસિંહ તેઓનો વારમવાર ઉપકાર માનવા લાગ્યો. બહારવટીઆઓએ પોતાની પાસે રહેલા વસ્ત્રો જયસિંહને પહેરવા આપ્યા. આપસ આપસમાં કેટલોક સમય આનંદમાં ગુજાર્યા પછી જયસિંહ કોઈ નિર્ભય સ્થાન પ્રાપ્ત કરવાનાં ઇરાદાથી બહારવટીઆઓની રજા લઈ આગળ ચાલ્યો.

ચાલતાં ચલતાં ઘણે દૂર પાસેની ગીચ ઝાડીમાં એક ગંભીર દેખાતા વૃક્ષ નિચે વિરત્વના આવેશમાં ફાટેલી ચક્ષુઓવડે ઉન્માદ દશામાં ઉશ્કેરાયેલ એક અશ્વદ્રષ્ટિગોચર થયો તેની સુંદર પીઠ પર

રેશમી ગાદી વિગેરે દરેક જાતનો સામાન જોનારને આશ્ચર્યભૂત બનાવે એવો હતો. વળી ગાદી નિચે જીનનાં ખડીઆ આગળ રત્ન જડીત્ર મુઠ વાળી એક પાણીદાર શમશેર અને એક નાની પિસ્તોલ તથા અશ્વશિરપર એક નાજુક ફાનસ યુક્તિ પૂર્વક યોજેલ હોય એમ જોવામાં આવ્યું.

આ નૂતન બનાવથી જયસિંહ સાનંદાશ્ચર્ય પામ્યો. અને મન સાથે નક્કી કર્યું કે આ અશ્વનો માલીક કોઇ રાજવંશી બહાદુર યોદ્ધો હોવો જોઇએ. અને તે આટલામાં જ હશે. માટે ચાલ તેની શોધ કરી પેલા બહારવટીઆઓથી તેને માહીતગાર કરૂં નહિંતર તે બિચારો અચાનક ફસાઈ જશે. આમ ધારી ચોમેર તપાસ કરવા લાગ્યો, પણ પત્તો લાગ્યો નહિં તેથી જયસિંહ ઘોડા પાસે આવી દરેક જાતનો સરંજામ બહુ બારીકીથી તપાસી જીનનાં ખડીઆમાં જુએ છે તો તેની અંદર ચાર નરમ રૂનાં બનાવેલ કટકા અને બે ચાર ભરેલી તૈયાર રફલો તથા કેટલાએક કાર્તુસો જોવામાં આવ્યા. જયસિંહ લગભગ ત્યાં ત્રણ ચાર કલાક રોકાયો, પરન્તુ તેનો માલીક જોવામાં આવ્યો નહિં. તેથી પરમાત્માનું સ્મરણ કરી પેલી શમશેરને પોતાની કમરમાં લટકાવી અને બે ભરેલી રફલો તથા અશ્વશિરપર રહેલું નાજુક ફાનસ પોતાનાં ગજવામાં મુકી સત્વર અશ્વારૂઢ થઇ આગળ ચાલ્યો.

ચાલતા ચાલતા ભાનુપ્રભા અદ્રશ્ય થઈ રાત પડી. તોપણ નિડરપણે આગળ પ્રયાણ જારી રાખ્યું. તેવામાં થોડે દૂર દિપકનો મંદ મંદ પ્રકાશ દ્રષ્ટિગોચર થવાથી તે પ્રકાશનાં ઉત્પત્તિ સ્થાનનું અવલોકન કરવાની ઉત્સુકતાવડે સ્વઅશ્વને આસ્તે આસ્તે તે તરફ ચલાવ્યો.

રાત્રિ અંધારી ઘોર હોવાથી સર્વત્ર અંધકાર ફેલાઇ રહ્યો હતો. તોપણ હિંમતથી રસ્તો કાપતો સત્વર પ્રકાશ નજીક આવી પહોંચ્યો. આથી તેના જાણવામાં આવ્યું કે સામેનાં એક પૂરાણી જીર્ણ મકાનની નીચલી બારીમાંથી તે પ્રકાશ આવે છે.

સમય બહુજ વિકટ હતો, કારણ કે તે મકાનની પાસે ઝાડીમાં વીશ બહારવટીઆઓની એક ટોળી આપસઆપસમાં એક બિજાનાં વિચારોની આપ લે કરી કાવા કસુંબામાં કાલક્ષેપ કરી રહી હતી. આ વખતે જયસિંહ ગાફલપણામાં હત તો જરૂર તે બહારવટીઆઓની ચળકતી તરવારનો ભોગ થઇ પડત. પરન્તુ પ્રિય વાંચક ! આપણાં જયસિંહને દરેક કાર્યમાં સ્વસત્તાની સાથે સાવચેતીપણું રાખી કાર્ય સાધી લેવાની ટેવ હોવાથી અત્યારે પણ તે ઘણોજ સાવચેત રહ્યો હતો.

સત્વર અશ્વપરથી નિચે ઉતરી તે અશ્વને એક વૃક્ષનાં થડ સાથે બાંધી સાત સાત જોટાવાળી ચાર રફલો તૈયાર કરી તેમાંની બે પોતાના ગજવામાં રાખી બાકીની બેનાં ઘોડા ચડાવી દરેક હાથમાં એકેકી રાખી ચુપકીથી ધીમે ધીમે તે મકાન ભણી ચાલ્યો. નિર્વિઘ્ને મકાનની બારી પાસે આવી પહોંચતાં તે બારીમાંથી નજર કરી જુએ છે તો સામેના એક પથરના નાના સ્થંભ ઉપર એક નાજુક દીવો પોતાની નિસ્તેજ રોશની ફેંકી રહ્યો છે. અને તે સ્થંભ પાસે એક નવ યુવાન નવોઢા ખાલી જમીનપર જેમની તેમ પડી છે. તે મનહર માનુનીનાં દુઃખથી ઘેરાએલ ચહેરાનું અવલોકન કરતા તે મોતનાં પંજામાં સપડાએલ હશે એમ અનુમાન બંધતુ હતું. કારણ કે પુરાવા તરીકે તેની બાજુમાં લોહીએ ખરડાએલ એક તરવાર,

એ ત્રણ જમૈયા, અને એક પિસ્તોલ દ્રષ્ટિગોચર થતી હતી. આ કરૂણાજનક દેખાવથી જયસિંહનું પ્રેમાળ હૃદય ભરાય આવ્યું. તેથી નિરાધાર અબળાને સહાય કરવાના આશયથી છુપી રીતે અંદર દાખલ થઇ તે અબળા પાસે આવી પહોંચ્યો.

પ્રિયવાંચક ! જયસિંહને હમણાં ત્યાંજ રાખી તેમની ધર્મ-પત્નિપુષ્પાની ખબર લેવા તારૂં અંતઃકરણ ફેરવ.

પતિ વિરહથી અત્યંત કલ્પાંત કરતી પવિત્ર પુષ્પા કે જે પાણીની વાવ પાસે જરા વિશ્રાન્તિ લેવા બેઠી છે તે જરા આગળ ચાલી. પતિપ્રેમની દિવ્ય જ્યોતિ તેના હૃદયમાં પ્રદિપ્ત થવાથી અ-હોનીશ જયસિંહના નામની માળા જપતિ જંગલે જંગલોમાં પતિશોધ માટે આથડવા લાગી. પરન્તુ આખરે નિરાશ થઇ એક સરીતાનાં કિનારા નજીક આવી પહોંચી. તેવામાં તેની દૃષ્ટિ સરિતા મધ્યે એક પથરની ટેકરીપર પડી. આ ટેકરીપર કોઇએક દુઃખી અબળા બહાર નીકળવા માટે સહાય ઇચ્છતી હોયની ? એમ તેને જણાયું. સત્વર પુષ્પાનાં હૃદયમાં વિચીત્ર વિચારો ઉદ્‌ભવવા લાગ્યા.

અહાહા !!! આજે આ હું શું જોઉ છું ? શું કોય આ સ્ત્રી મારી સહાય ઇચ્છે છે ? એ કોણ હશે ? આ ભયંકર સ્થળે કેમ આવી હશે ? આવવાનું શું કારણ હશે ? પ્રભુ ! અરે ઓ પવિત્ર પ્રભુ !! કર્મગતિ કેવી વીચીત્ર છે ? શું તેને હું સહાયરૂપ બનું ? પણ તેમ કરતા જીંદગી જોખમમાં આવી પડશે તો ? મહાન જબર જસ્ત સરીતાનાં અગાધ જળ આગળ શું મારી કારી ફાવશે ? પુષ્પા ! અરે ઓ કમનસીબ પુષ્પા !! શું જોઇ રહી છે ? વાળ કછોટ ને થા તૈયાર. શું એક દુખી અબળાને આંસુ સારતી જોઈ

તેના તે આંસુ લુછવા જેટલી પણ તારામાં હિમ્મત નથી ? શું આ પવિત્ર મનુષ્ય જન્મ પૃથ્વિને ભારરૂપ થશે ? કદિજ નહિં.

વાંચક ! આ દુઃખી અબળા કે જે કનકાપુરીનાં કરણસિંહ રાજાની પુત્રી ચંપાગૌરી સ્વભગિની કાન્તાગૌરી સહિત પુર્વક્ત કર્માનુસાર સરીતાનાં પૂર જોસમાં તણાતી તણાતી એક પથરની ટેકરી ચંપાગૌરીને હાથ લાગવાથી તે તેનાપર ચડી બ્હેન કાન્તાગૌરીનાં વિયોગ દુઃખથી આંસુ સારતી હતી તેજ છે.

પુષ્પા હિમતથી એકદમ સરીતામાં કુદી પડી, અને ઉત્સાહ પુર્વક તરતા તરતા મહા મહેનતે ટેકરી નજીક આવી ચંપાગૌરીને લઇ સત્વર પાછી કિનારે આવી પહોંચી.

ચંપાગૌરીઃ—સ્વગત—( અહાહા ! ! ! કર્મદેવ તારી શક્તિ અપાર અને અવર્ણનીય છે. તારી અદ્ભુત કળાનો કોઇ પાર પામવા શક્તિવંત નથી. પણ અરે ! મને જીવિતદાન અર્પણ કરનાર આ વીરબાળા કોણ હશે ? તેના ચહેરાનું અવલોકન કરતાં જાણે ભાભી પુષ્પા જ ન હોય ? ત્યારે શું આ પુષ્પા હશે ? પ્રિય ભગીની ! આપે મને આ ભયંકર સંકટમાંથી બચાવી ખરેખર મહાન પુન્ય ઉપાર્જન કર્યું છે. જેને માટે હું આપનો ઉપકાર માનુ છું. બ્હેન ! આપના ચહેરા ઉપરથી આપ કોય ક્ષત્રીકુળ દિપક વીરબાળા હો એવો ભાસ થાય છે. વારૂ કહો તો ખરા કે આપ કોણ છો ? આપનું નામ શું ? અને આ ભયંકર સ્થળે આવવાનું શું કારણ ?

પુષ્પાઃ—સ્વગત ( અરે ! આ કમનસિબ રામની તરફ જોતા મને પ્યારની લાગણી કેમ સ્ફુરે છે ? શું તે કોઇ મારા નિકટ

સબંધમાં હશે ? વાહ ! કેવી તેની મધુર વાણી અને વાક્ય ચાતુર્યતા ! જાણે મારા પ્રિય પતીની ભગિની ચંપાગૌરી ન હોય ? ) બ્હેન ઉપકાર માનવાની કિંચીત પણ જરૂર નથી. કારણ કે મેં મારી ફરજ સિવાય વિશેષ કાંઇ કર્યું નથી. પુછેલા પ્રશ્નોનાં ખુલાસાઓ જાણવાથી આપને કાંઇ ફાયદો નથી. ( ઉભય ચક્ષુ ઇન્દ્રિ દ્રવિત થઇ. )

ચંપાગૌરીઃ--સ્વગત્ ( અરે ! આ પણ મારા જેવી દુઃખીઆરી લાગે છે ને શું ? ) બ્હેન ! આપની આંતર અને બાહ્ય એમ બન્ને પ્રકારની શાન્તિનું છેદન કરનાર એવું તે કેવા પ્રકારનું સંકટરૂપિ શસ્ત્ર આપના હૃદય સ્થાનને ભેદી નાંખ-વા શક્તિવંત થએલ છે ! કે આપ આટલા બધા દીલગીર થાઓ છો ? ભગિની ! શાન્ત થાઓ. સંકટ સમયે સમય-સૂચકતા એજ સુજ્ઞ સ્ત્રીઓનું કર્તવ્ય છે. પુછેલા પ્રશ્નોના ખુલાસાઓ મેળવવાથી મને જે અલભ્ય લાભ થવાનો છે, તે હવે પછી આપના જાણવામાં આવશે માટે કૃપા કરી તે પ્રશ્નોનું સમાધાન કરી આપશો.

પુષ્પાઃ--સ્વગત્ ( અહાહા ! ! ! કેવી તેની પ્રેમ પોશિત માધુર્યમય વાણીની સાથે ધૈર્ય આપવાની અત્યુત્તમ શૈલી ? ) બ્હેન ! આપનાં વચનામૃતોનું પાન કરવાથી મને જે અત્યાનંદ પ્રાપ્ત થાય છે., તે ખરેખર અવર્ણનીય અને અકથ્ય સમજશો. ધૈ-ર્યતાને લક્ષબિંદુ સ્થાપવા માટે આપની સ્તુત્ય શિખામણ હું હું ઉપકાર સહીત સ્વિકારૂં છું. બ્હેન ! મણીપુરના પ્રતાપસિંહ રાજાની પુત્રી અને કનકા પુરીનાં પાટવી કુંમાર જયસિંહ

ની હું ધર્મપત્નિ છું, અને મારૂં નામ પુષ્પા છે. પુર્વકૃત કર્માનુસાર આ વિકટ અટવીમાં લુંટારાઓનાં ભયંકર ત્રાસમાંથી બચાવનાર મારા હૃદય મણી પતિ જયસિંહથી વિખુટી પડતા દિર્ઘદ્રષ્ટિથી તેની શોધ માટે ચોમેર તપાસ કરતી અત્રે હું આવી ચડી છું. બ્હેન ! આપનો ઇતિહાસ જાણુવા આતુર છું. તો કૃપા કરી જણાવશો.

ચંપાગૌરીઃ--( સાનંદાશ્ચર્ય પામી ) અહાહા ! ! ! કોણ ભાભી પુષ્પા ? અરે ! પુષ્પા ! ! પુષ્પા ! ! ! તમે અહિંઆ ક્યાંથી ? વાહ ! પરિબ્રહ્મ પરમાત્માની કેવી ગહનગતી છે ? પવિત્ર દેવી પુષ્પા ! હું પણુ મારા કર્માનુસાર આ વિકટ અટવીમાં રઝળું છું ( પડદો ખુલો થયો. )

પુષ્પાઃ—શું મારા હૃદય કાન્ત પતિની પ્રિય ભગીની ચંપાગૌરી આપ પોતેજ ? વાહ વાહ ! ઘણુંજ સારૂં થયું કે આ ભયંકર જંગલમાં મને આપનો સમાગમ થયો. પરન્તુ તે સમાગમ આવી કફોડી સ્થિતિમાં થવાથી પુર્ણ દિલગીર છું.

ચંપાગૌરીઃ—ભાભી પુષ્પા ! શું મારા પ્રિય બધુ તમોને જંગલમાં મળ્યા હતા ? વારૂ ! પાછા ક્યાં જતા રહ્યા ? હવે ક્યાં હશે ? કેમ હશે ? શું થયું હશે ? અરેરે બંધુ જયસિંહ, એક વખત તો આ તારી દુઃખીઆરી બેનની સંભાળ લે. ( ગળગળી થઇ જાય છે. )

પુષ્પાઃ--ચંપાગૌરી બા ! આપ સુજ્ઞને આમ કલ્પાંત કરવો શું યોગ્ય છે ! શું આમ અશ્રુપાત કરવાથી ગુમાવેલ વસ્તુનો સમાગમ થાય ખરો ! ઘડી પહેલા હિતશિક્ષાનું સિંચન

કરનાર દેવી આમ ચિંતારૂપી ચીતામાં ચિત્તને હોમી દેવા જેવું કાર્ય કરે એ શું શોચનીય નથી ? ( હૃદય ભરાઇ જવાથી વિશેષ બોલી શકી નહિં. )

ચંપાગૌરી:—( સાવધ થઇ ) ભાભી ! તમારૂં કહેવું સત્ય છે. ગુમાવેલી ચીજ અશ્રુપાતથી નહિં મળતા પુરૂષાર્થ સેવનથી પ્રાપ્ત થાય છે. પુષ્પા ! અરે ઓ પવિત્ર પુષ્પા ! ! હવે આપણે કુંભકર્ણની નિંદ્રામાંથી જાગૃત બની મારા પ્રિયબંધુના મેળાપ માટે કાંઇપણ યુક્તિ યોજવાની જરૂર છે.

પુષ્પા:—વાહ વાહ ! ઘણીજ આનંદની વાત. વારૂ શું યુક્તિ રચીશું ?

ચંપાગૌરી:—ભાભી ! આ તેમજ બીજા જંગલોમાં રઝળવાથી મેં કેટલીએક જંગલી ઔષધીઓનું જ્ઞાન ગ્રહણ કરેલ છે. તેમજ કેટલીક જડીબુટી પણ મારી પાસે છે. માટે આપણ બન્ને પુરૂષ વેશમાં મોટા હકીમજી બની કોઇએક મોટા શહેરમાં તે વસ્તુનો ઉપયોગ કરવાથી રાજાના માનીતા થશું. અને તે-વડે મારા પ્રિય બંધુના ખબર મેળવવા આપણે ભાગ્યશાળી થશું. કેમ છે ઇચ્છા ?

પુષ્પા:—ચંપા બા ? આપના વિચારો ઉમદા છે. પણ વખતે વેશ કળાઇ જવાથી રાજા આપણા પર જુલમ ગુજારી આપણાં સતિત્વને જંખીત કરવા પગલાં ભરશે તો ?

ચંપાગૌરી:—પુષ્પા ! જ્યાં સુધી માનસિક વિચારોની શુદ્ધતા છે. ત્યાં સુધી આપણાં સતિત્વને જંખીત કરનાર આ પૃથ્વિમાં તો શું પરન્તુ દેવલોકમાં પણ કોઇ સમર્થ નથી. બનતા સુધી

એવો વખત આવવા જેવું સાહસ આપણે ખેડશું નહિં. છતાં કર્મયોગે કોઈ જુલમગારના પંઝામાં સપડાયા તો પ્રાણાંત પર્યંત સતિત્વનું રક્ષણ કરવું.

પુષ્પાઃ--વાહ વાહ ! યુક્તિ તો બરાબર ગોતી કાઢી ને શું ? બહુ સારૂ ચાલો. મારી પાસે બે ત્રણ મહોર છે તો પાસેના ગામડામાં જઈ તેમાંથી કપડાં ખરીદ કરીએ.

ભિન્ન ભિન્ન પ્રકારની યુક્તિનું સંયુક્ત બળ જેના હૃદયસ્થાનમાં પ્રકાશી રહ્યું છે, એવી ચંપાગૌરી અને પુષ્પા હળવે હળવે પાસેના ગામ નજીક આવી પહોંચી. ત્યાં આગળથી એક સડક વિલાસપુર શહેર તરફ જતી જોઇ તે સડકનાં એક ગરનાળાની અંદર જરા વિશ્રાન્તિ લેવા બેઠી.

ઉકત સડક પરથી કેટલીએક મહીયારીઓ સરખે સરખી સાહેલીઓ સંગાથે મહીની મટુકીઓ શિરપરધારણ કરી મહી વેચવા માટે તે શહેર તરફ રવાના થતી હતી, ભરવાડો હાથમાં મધુર બંસરીઓ લઈ ગાયોને ચારવા માટે જંગલ તરફ વિદાય થતા હતા, ગરીબ વર્ગની સ્ત્રીઓ અને કન્યાઓ હાથમાં છાણ મેળવવાની ટોપલીઓ લઇ છાણની શોધ માટે આમતેમ આવાગમન કરી રહી હતી, અને કોઈ મીઠું, મરચું, વધાણી, વિગેરે કરીયાણાના સામાનનો કોથળો કાંધે ઉપાડી વેચવા માટે ત્વરાથી પ્રયાણ કરી રહ્યા હતા. તેવામાં એક દરજી જૂદી જૂદી જાતનાં કપડાઓની એક નાની પોટકી શિરપર ઉપાડી તે કપડાઓ વેચવા માટે વિલાસપુર નગર તરફ વિદાય થતો હતો. ચંપાગૌરીની દ્રષ્ટિ તે દરજી પર પડવાથી તુરત તેને બોલાવી પુછવા લાગી.

"ભાઈ? અહિંઆથી વિલાસપુર શહેર કેટલું દુર છે." ચંપાગૌરી સ્મિત હાસ્યપુર્વક બોલી.

"બ્હેન! માત્ર બે ગાઉ." દરજીએ નમ્રતાથી જવાબ આપ્યો.

"બંધુ! આપનાં નીતિયુક્ત વચનો શ્રવણ કરી અનુમાન થાય છે કે આપ કોઈ ઉંચ સંસ્કારી ખાનદાન કુટુમ્બનાં ફરજંદ છો. વીરા આમ ઉતાવળા ઉતાવળા કેમની તરફ પ્રયાણ જારી રાખ્યુંછે?" પુષ્પાએ પ્રશ્ન કર્યો.

"બ્હેન! હું એક દરજી છું. અને વિવિધ પ્રકારનાં કપડાઓ તૈયાર કરી વિલાસપુર શહેરમાં વેચવા માટે જાઉંછું. આપની મારા પ્રત્યેની ભલી લાગણી માટે હું આપનો ઉપકાર માની હવે જવાની રજા લઇશ. કારણ કે મોડું થશે તો મનમાનતા ગ્રાહકો મળશે નહિ," દરજીએ સત્ય હકીકત જાહેર કરતાં જણાવ્યું.

"ભાઇ! તમારી પાસે હકીમજીને લાયક બધો ડ્રેસ છે?" ચંપાગૌરીએ મધુર સ્વરથી પુછ્યું.

"જી હા. મારી પાસે બે ત્રણ જોડી છે. પણ આપશું કરશો?" દરજી એ માથાપરથી પોટકી ઉતારતાં ઉતારતાં પુછ્યું,

"અમારે ખાસ જરૂર છે." પુષ્પા બોલી.

સત્વર દરજીએ પ્રથમ પોતાની પછેડી પાથરી તે ઉપર તમામ લુગડાં પહોળા કરી બતાવવા શરૂ કર્યાં. ચંપાગૌરીએ વિશેષ પૂછપરછ નહિ કરતાં તરત સારી બે જોડી લઇ દરજીને મોં માગ્યા દામ આપી દીધા. દરજી પ્રાત:કાળમાં આવું સુંદર ગ્રાહક મળવાથી તેમજ મનમાનતા દામ પ્રાપ્ત થવાથી ખુશી થતો થતો રસ્તે પડ્યો, અને ચંપા તથા પુષ્પાએ પોતાનો અસલ ડ્રેસ ઉતારી આ નૂતન

ડ્રેસ ધારણ કરી લીધો. બે ચાર દિવસ આસપાસમાં જેમ તેમ ગુજારી છેવટે તે બન્ને જણીઓ વિલાસપુર તરફ રવાના થઈ.

પ્રિય વાંચક ! હવે આપણે ચંપાગૌરીને "પુનમચંદ" અને પુષ્પા ને "નીતિચંદ" નામથી ઓળખીશું.

વિલાસી સ્ત્રી પુરૂષોની વિલાસ ભુમીરૂપ ઉપરોક્ત વિલાસપુર શહેરનો બાહ્ય દેખાવ જેવો રમણીય અને પ્રિયકર તથા આકર્ષણીય હતો, તેવોજ અભ્યંતર દેખાવ પણ દષ્ટાને અત્યાનંદ સ્ફુરાયમાન કરી શકે તેમ હતો.

ચિતાકર્ષક હવેલીયો, સુંદર ચૌટાઓ, વિશાળ શ્રેણીઓ, અને મનહર બાગ બગિચાઓ વિગેરે શહેરની સૌંદર્યતામાં અભિવૃદ્ધિ કરી રહ્યા હતા. એટલુંજ નહિં પરન્તુ ચો તરફ ટ્રામની દોડધામ, વિકટોરીઆઓનું આવાગમન, અને બેલગાડીનો ઘોંઘાટ જેને લઇ જોનારને વિલાસપુરની જાહોજલાલી વિષે ઉંચ વિચારો પ્રદર્શિત કર્યા વિના ચાલતું નહિ.

બરાબર સાયંકાળનો સમય હતો, શહેરનાં સુંદર ચૌટાઓ અને બજારની વિશાળ શ્રેણીઓ પર જળનો છંટકાવ થવાથી સીતળ પવનની લ્હેરીઓ આવાગમન થઈ રહી હતી, ચોમોર વિવીધ વસ્ત્રાલંકારોથી વિભુષિત થએલ ભિન્ન ભિન્ન તરેહવાર લોકોનાં ટાળેટાળાં દ્રષ્ટિગોચર થઈ રહ્યા હતા, વિકટોરીઆનો વિદ્યુત પ્રવાહ જોનારને સાનંદાશ્ચર્ય પ્રદિપ્ત કરાવી રહ્યા હતો, કોચમીનો એક બાજુ એક બાજુનો પોકાર મચાવી રહ્યા હતા, અને વછીયાતો પોત પોતાનો માલ એકઠો કરવા માટે વ્યાપારીઓની દુકાને એકઠા થઇ ઘોંઘાટ મચાવી રહ્યા હતા. આ વખતે પેલા વેશધારી પુનમચંદ અને

નીતિચંદ નામનાં બન્ને હકીમો પુરમાં પ્રવેશ કરી દરબારગઢનાં રસ્તાપર ચાલ્યા જતા હતા. તેવામા સો બસો માણસનું એક જબરૂં ટોળું કોઈપણ જાતનો તમાસો જોતું હોય એમ તેના જાણવામાં આવ્યું. તેથી સત્વર ત્યાં આવી જુએ છે તો કોઇ એક સ્ત્રી સર્પ દંસથી પિડાતા પોતાના એક નાનાં બચ્ચાને ખોળામાં લઇ રૂદન કરે છે, અને સામો એક ફકીર મંત્રોચ્ચાર કરતો તે બાળકને સર્પડંસ સ્થળે હાથ ફેરવ્યા કરે છે.

પ્રિય વાંચક ! ચંપાગૌરી અને પુષ્પા ઉર્ફે પુનમચંદ અને નીતિચંદને હમણાં ત્યાંજ રોકી ભયંકર જંગલની અંદર બહારવટીયાઓના મકાનમાં અસહ્ય દુઃખથી પીડાતી વીરમતિ તરફ તારી દૃષ્ટિ ફેરવ.

શબવત્ વીરમતિને કઢંગી સ્થિતિમાં નિહાળી તેને સહાય કરવાનાં આશયથી પ્રાણની પણ દરકાર નહિં કરનાર શુરવીર જયસિંહ કે જે એકી ટસે તેના સામો જોઈ રહ્યો છે, તે વિચીત્ર વિચારોમાં ગોથા ખાવા લાગ્યો. મૃગાક્ષીને જાગ્રત કરવા માટે અનેક ઉપાયો કામે લગાડયા, આખરે જયસિંહ તે કાર્યમાં ફાવ્યો, અને કમળ જાંગવતી જાગ્રતાવસ્થામાં આવવા લાગી.

"પ્રતાપ, પ્રતાપ," દુઃખથી બેભાન સ્થિતિમાં આવી પડેલ વીરમતી આટલું બોલતાની સાથ પાછી બેશુદ્ધ થઇ.

"બ્હેન! ગભરા નહિ. તારા સંકટની સીમા આવી પહોંચી છે. પરમાત્માનો ઉપકાર માન કે મને આંહિ મોકલ્યો જે કહેવું હોય તે ખુશીથી કહે. જરૂર હું તને સહાય થઇશ" ચોમેર દૃષ્ટિ ફેરવતો જયસિંહ ધીમાસથી તેની પાસે જઇ કહેવા લાગ્યો.

"પ્રતાપ, પ્રતાપ" ફરીથી તે કોમળાંગી બડબડી.

"બ્હેન ! અચકાય છે શા માટે પ્રતાપ ! પ્રતાપ !! એટ શું ! બ્હેન ! બ્હેન !! આ ગંભીર શબ્દનો ભેદ ત્વરાથી ખુલો કં મને સર્વ હકીકતથી વાકેફ કર કારણ કે અત્યારનો સમય સો કરતા પણ અધિક છે." જયસિંહે આતુરતાથી જણાવ્યું.

"આપ કોણ છો" સાવચેત સ્થિતિમાં સુંદરીએ પુછ્યું.

"બ્હેન ! હું એક મુસાફર છું."

"બંધુ ! આપની વિશુદ્ધ ભાવનારૂપિ ભાનુ પ્રભા મારા જે દુઃખી અબળાનાં દુઃખરૂપિ અંધકારનો નાશ કરવા માટે તલ રહી છે, તે જાણી અવર્ણનીય અત્યાનંદ ઉત્પન્ન થાય છે. વિરા વિશ્વની અંદર એવો કયો દેશ છે ? કે જે દેશમાં આપ જેવા રત્નો જન્મ ધારણ કરી તે દેશને સૌંદર્યવાન બનાવે છે ?"

"સૌરાષ્ટ."

"આપનું નામ શું"

"મારૂં નામ કહેવાથી તને કાંઇ ફાયદો નથી."

"ત્યારે શું આપનું નામ નહિં જણાવો ?"

"અન્ય કોઇને ન કહેવા માટે વચન આપે તોજ જણાવું

"પ્રતિજ્ઞા પુર્વક કહુંછું કે આપનું નામ ગુપ્ત રાખીશ,"

"કનકાપુરીનાં કનકસેન રાજાનો હું પુત્ર છું, અને મારૂં ના જયસિંહ છે."

"શું આપ પવિત્ર પુષ્પાનાં શિરોચસ્મ ?"

"હા હા એજ. પણ તમે કોણ છો.

"આપનાં સન્મિત્ર પ્રતાપસિંહ રાઠોડની સ્ત્રી વીરમતી."

"કોણ બ્હેન વીરમતિ ?" આહાહ!!! બ્હેન વીરમતિ ! તું આવી દુઃખદ સ્થિતિમાં અહિ કયાંથી ? મારા મીત્ર પ્રતાપસિંહતો ખુશીમાં છે ને ?"

"બંધુ ! આપ શિકાર કરવા જતા ગુમ થયાના સમાચાર સાંભળી આપની શોધ માટે હું અને આપના મીત્ર શહેર બહાર નીકળી અનુક્રમે વિકટ અટવીમાંથી પસાર થઇ છેવટે આ ભયંકર જંગલમાં આવી પહોંચ્યા. પરન્તુ આપનાં બીલકુલ ખબર મળ્યા નહિં. તેથી અમો દંપત્તિ આગળ પ્રયાણ કરવા માટે તૈયાર થયા. તેવામાં અકસમાત્ બહારવટીઆઓએ અમોને ઘેરી લીધા. તેઓના ભયંકર ત્રાસ નીચે હું આપની સન્મુખ આ સ્થિતિમાં ઉભી છું અને આપનાં મીત્રને થોડે દૂર સામેની ઝાડી તરફ લઇ જવામાં આવેલ છે. બંધુ ! આપનાં દર્શનથી મારા હૃદયમાં નવું જીવન પ્રેરાયું છે. તેથી કહેવા જરૂર પડે છે કે આપ ત્વરાથી પસાર થઈ બહુજ સંભાળપુર્વક રસ્તે પડો. કારણ કે આ ઘર તે બહારવટીઆઓનું છે. અને તે બધા આ ઘરની પછવાડે કાવા કસુંબામાં ગુલતાન બની બેઠા છે. માટે સત્વર જીવ લઇ નાશી જાઓ !!

"વીરમતિ ! નિર્ભય થા. જયાં સુધી આ શરીરમાં શ્રોણીત વહે છે, ત્યાં સુધી તમો દંપતિનું રક્ષણ કરતાં કદી આ દેહનો ભોગ આપવો પડે તો પણ બહેતર છે પણ પાછી પેની ભરનાર નથી. બ્હેન ! મારા મીત્રને તે ઝાડી તરફ લઈ જતા બહારવટીઆઓ કાંઇપણ બોલતા હતા ?

બંધુ ! તેઓએ આપનાં પુજ્ય પિતાશ્રી સાથે બહારવટું ખેડેલ છે. ચોમેર કનકાવટીના નાના નાના ગામડાઓ ભાંગી લોકોને બહુ

રંજાડે છે. તમો શિકાર કરવા જતા ગુમ થયાના સમાચાર કોઈ બાતમીદારે તેને આપવાથી તમોને શોધવા માટે જંગલે જંગલ ભટકે છે. અમારાપર શક પડવાથી અમોને જયારે પકડવામાં આવ્યા, ત્યારે તમો કયાં છો ? તે જણાવવા માટે વિચીત્ર પ્રકારનો ત્રાસદાયક જુલમ અમારાપર ગુજારવામાં આવ્યો. છેવટે મને અત્રે રોકી આપના મીત્રને " આવતી કાલે રાત્રીનાં નવ વાગાની અંદર અમોને જયસિંહનો પત્તો નહિં આપતો તને જાનથી મારી નાખવામાં આવશે. " આવિ રીતે ધમકી આપતાં આપતાં તેને લઇ ચાલતા થયા. વીરા ! કામ ઘણુંજ વિકટ છે, માટે મારૂં કહ્યું માની જીંદગીને જોખમમાં નહિં નાખતાં ત્વરાથી જીવ લઈ નાશી જાઓ. "

" બ્હેન વીરમતિ ! નિશ્ચિંત રહે મોતથી નિડર બની દુષ્ટોને યોગ્ય ડંડ આપી સ્વ ક્ષત્રીવટ બતાવવી એજ ક્ષત્રીઓનો પરમ ધર્મ છે. મારા મીત્રને મોતના પંજામાંથી બચાવી તને. પણ આ દુઃખમાંથી છોડાવું. ત્યારેજ મારૂં નામ જયસિંહ માનજે. બ્હેન ! જાઉં છું. હમણાંજ જાઉં છું. સત્વર જાઉ છું. પરિબ્રહ્મ પરમાત્મા જરૂર સહાય થશે. " એમ કહી જયસિંહ ત્વરાથી તે ઝાડી તરફ આસ્તે આસ્તે સમયસૂચકતા પુર્વક પ્રયાણ કરવા લાગ્યો.

વાંચનાર ! વીરમતિની આંતર અને બાહ્ય એમ બન્ને પ્રકારની સ્થિતિ ખરેખર દયાજનક હતી. પતી વિરહથી આવી દુઃખમય સ્થિતિનાં અનુભવ વડે તેની ઉભય ચક્ષુ ઈન્દ્રિ દ્રવિત થઇ રહી હતી, કંઠ રૂંધાઇ ગયો હતો, આંખો ઉંડી ઉતરી ગઈ હતી, મુખ પરની લાલાસ ઉડી ગઇ હતી, અને ટુંકામાં સર્વાંગે શ્યામતા પ્રસરી રહી હતી. જયાં સુધી જયસિંહને નીરખવા તેની દૃષ્ટિ મર્યાદા

પહોંચી ત્યાં સુધી તો તેણે તેના સામુંજ જોયા કર્યું. પરન્તુ પાછળથી તે એકદમ મુર્છા ખાઇ પૃથ્વીપર ઢળી પડી. પ્રભુ ! અરે એ પતિત પાવન પ્રભુ ! ! હું કેવી હતભાગિની છું ? કે પરનાં કિમતી પ્રાણને મેં જોખમમાં નાખ્યો. ખરેખર મારૂં સ્વાર્થ સાધક પણું ધીક્કારને પાત્ર છે. વિશ્વવ્યાપક ! મારા વ્હાલા પતિની દિર્ઘાયુષ માટે વ્હારે ધાનાર ક્ષત્રી કુળદિપક જયસિંહનું તું રક્ષણ કરજે, અને તેને જોઈતી સામગ્રીનો ત્વરાથી મેલાપ કરાવી ઇચ્છિત કાર્યની સફળતા માટે તત્પર રહેજે. આટલું બોલતાની સાથ પાછી તે બેશુદ્ધ થઈ.

જયસિંહ ભિન્ન ભિન્ન પ્રકારનાં તર્ક વિતર્કની સાથ અનુક્રમે માર્ગ કાપતો એક ભયંકર ગીચ ઝાડી પાસે કે જે ઝાડીમાં બહારવટીઆઓ પ્રતાપસિંહને લઈ ગએલ છે ત્યાં આવી પહોંચ્યો. અશ્વને અમુક વૃક્ષના થડ સાથે બાંધી આઠ આઠ અવાજની બે પિસ્તોલો સહીત શૌર્ય અને હિમતથી જરા આગળ વધ્યો. તેવામાં એક પથરની મોટી ટેકરી તેના જોવામાં આવી. તે ટેકરી પર ચડી જરા સામે નજર કરે છે તો પાસેના એક નાના ચોગાનમાં બહારવટીઆ ઓની ટોળી વચ્ચે મીત્ર પ્રતાપસિંહને પ્રાણસંકટ સ્થિતિમાં જોયો ( આ બહારવટીઆઓ વીરમતિ જે ઘરમાં આંસુ સારતી હતી, તે ઘરની પછવાડે કાવા કસુંબામાં મશગુલ બની મનગમતી મોજ માણતા હતા તેજ હતા. ) આથી જયસિંહનું લોહી તપી આવ્યું. પરન્તુ સાહસ નહિ કરતા યુક્તિથી કાર્ય સાધી લેવું એજ તેનો મુદ્રાલેખ હોવાથી જરા શાન્ત થઇ ઉભો રહ્યો. સ્થળ એવું હતું કે તમામ વાતચીત સાંભળવાનો સમય પ્રાપ્ત થયો હતો.

ટોળીમાંનો એક કે જેનું નામ સૈયદખાં હતું, તે વિકાળ વાઘની માફક ફાટેલી ચક્ષુઓવડે ઉન્મત દશામાં આવી પ્રતાપસિંહ પ્રત્યે ઉંચા સ્વરથી કહેવા લાગ્યો કેઃ—

" ઓ મુસાફર ! જો જીવવાની આશા હોય તો જલદીથી જયસિંહનો પત્તો મેળવવા માટે અમને સર્વ હકીકતથી વાકેફ કર. નહિંતર હમણાંજ આ ભુખી સમશેર તારૂં બળીદાન ગ્રહણ કરી ત્રપ્ત થશે. " ( સમશેર ખેંચે છે.)

" જયસિંહ કયાં છે તે મને ખબર નથી. હું ખરેખર નિર્દોષ છું. માટે નિર્દોષોને શિક્ષા કરવી એ કદિપણ યોગ્ય ગણી શકાય નહિં. પ્રતિજ્ઞા પુર્વક ઇશ્વર સાક્ષીએ કહું છું કે જયસિંહ વિષે હું કાંઇપણ જાણતો નથી. " પ્રતાપસિંહ નમ્રતાથી સૈયદખાં પ્રત્યે બોલ્યો.

" નરાધમ ! ઇશ્વરને સાક્ષી તરીકે કબુલાત આપનાર અરે ઓ નિષ્ઠુર નરાધમ ! ! બોલાવ તારા ઇશ્વરને. સેતાન ! જો ઇશ્વર ને બોલાવી આપવા તું અશક્ત હો તો કબુલ કર કે હું જયસિંહની બાતમી માટે માહીતગાર છું." પ્રતાપસિંહનો હાથ પકડી ગંજાવર અવાજથી સૈયદખાં બડબડયો.

" હું પુનઃ પ્રતિજ્ઞાપુર્વક જણાવું છું કે મને જયસિંહ વિષે કાંઇપણ ખબર નથી." પ્રતાપસિંહે હિમતથી કહ્યું.

આ ભયંકર બનાવ જયસિંહની આંખ જોઇ શકી નહિં તેથી છુપાવેશે ત્વરાથી વિકાળ સિંહની માફક ગર્જના કરતો પ્રતાપસિંહ પાસે જઇ ઉભો રહ્યો. પ્રતાપસિંહની મદદે અચાનક આ દેવાંશી વીર પુરૂષનું આવવું જોઇ સર્વ જણાઓ આશ્ચર્યના સાથ પોત પોતાની પિસ્તોલનાં ઘોડા ચડાવી તેની સામું એકી ટસે જોઇ રહ્યા. છેવટે

"'ચંડાળસેન' નામનો પ્રમુખ ત્વરાથી જયસિંહ પ્રત્યે ડોળા ધુરકાવી બોલ્યો.

"તું કોણ છે?" ચંડાળસેને પુછ્યું.

"ઇશ્વરનો દુત." જયસિંહ હિંમતથી બોલ્યો.

"અહિં શા માટે આવ્યો છે ?" ક્રોધથી ચંડાળસેન બડબડયો.

"નિર્દોષિનો પક્ષ ખેંચવા." જયસિંહે ગંભીરતાથી કહ્યું.

"ત્યારે શું આ ગુનેહગારને તું જાણે છે ? ચંડાળસેને આશ્ચર્યતાથી પુછ્યું.

"હા." નિડરપણે જયસિંહે જવાબ આપ્યો.

"તું તેને ક્યાંથી જાણે છે ?" ચંડાળસેન બોલ્યો.

"ઇશ્વરની કૃપાથી" જયસિંહે હસતા હસતા ઉત્તર આપ્યો.

"ત્યારે આ માણસ શું ગુનેહગાર નથી."

"ના કદિજ નહિં."

"એની ખાત્રી શું?"

"ખાત્રી કરવાની કાંઇ જરૂર નથી."

"ત્યારે તું પણ જયસિંહ સાથે સબંધ ધરાવનાર છો. એમ અનુમાન થાય છે."

"હા, હા. હું જયસિંહ સાથે સબંધ ધરાવું છું. બોલ ! તારે શું કહેવું છે ?"

નિડરપણે નીકળતા શબ્દોથી સર્વ ઉશ્કેરાઇ ગયા, અને જયસિંહને ઠાર મારી નાખવા માટે સર્વ બહારવટીઆ ઓ કમર કસી જરા તેની પાસે આવી ઉભા રહ્યા. પરન્તુ જયસિંહે જણાવ્યું હતું

કે " હું ઇશ્વરનો દુત છું. " આ શબ્દોનું સ્મરણ થવાથી સર્વે ગભરાય ગયા, અને એક પણ શબ્દનો પ્રત્યુત્તર આપી શકયા નહિં. તેઓના મનમાં ચોકસ થઇ ગયું કે જરૂર આ કોઇ " દેવનો પ્રીર-સ્તોજ છે. " તેથી સમયનો લાભ લઇ પ્રતાપસિંહનો હાથ પકડી સામે ઉભેલા બહારવટીઆઓને જયસિંહે જણાવ્યું કે દુષ્ટો ! યાદ રાખજો કે આ મારી આંગળીની પ્રસારતથી સર્વના પ્રાણ રમી જાશે. " જાઓ ! લુચ્યાઓ માર્ગ આપો. યાદ રાખજો કે કોઇ દિવસ આવું નિંદનીય કાર્ય કરશો તો અવશ્ય પસ્તાશો. "

જયસિંહ નિડરપણે પ્રતાપસિંહને લઇ આગળ ચાલ્યો, છતા તેમાંના એકની પણ તેને અટકાયત કરવાની હિંમત ચાલી નહિં. તેથી ત્વરાએ પોતાના અશ્વ પાસે આવી બન્ને અશ્વારૂઢ થઇ એક મોટા સરોવર પાસે આવી પહોંચ્યા,

રાત્રીનો સમય હોવાથી સર્વત્ર અંધકાર ફેલાઇ રહ્યો હતો, અને ચોમેર હિંસક જનાવરોનાં ભયકર શબ્દો કાને પડતા હતા. તો પણ શુરવીર જયસિંહ પ્રતાપસિંહને સાવચેત પણા માં ત્યાંજ રહેવાનું સૂચવી પોતે વીરમતીનાં છુટકારા માટે ત્વરાથી ધારેલ સ્થળે આવી પહોંચ્યો. યુક્તિપુર્વક બહારવટીઆઓનાં મકાનની અંદર પ્રવેશ કરી તેમાના એક ઝાંખા દીવાની મંદ મંદ રોશનીની સહાય-તા વડે વીરમતિની સંભાળ લેવા ચોમેર દષ્ટિ ફેરવી. પરંતુ વીર-મતિની બદલીમાં એક ખુની જાણે છુપા વેશમાં સુતો હોયની ! એમ તેના જોવામાં આવ્યું.

જયસિંહ જરા ચમકયો, થડકયો, અને વિચારમાં પડયો. પર-ન્તુ હિમતથી પિસ્તોલનો ઘોડો બરાબર ચડાવી જરા પાસે જઈ તેને

બોલાવ્યો. તરતજ તે ખુની ઉભો થયો. જયસિંહ તેના ચહેરા ઉપરથી સમજી ગયો કે આ બીજો કોઇ નહિ, પણ તે ખુનીઓ માંનો આ પણ એક ખુની છે.

ખુની પોતાના પર તાકેલ પિસ્તોલ ઉપરથી ચેતી ગયો કે હું સપડાય ગયો છું. તેથી લાચારી સાથ ઉભય હસ્ત જોડી જયસિંહ સામો એક પણ શબ્દ બોલ્યા વિના એક રાંકની માફક ઉભો રહ્યો.

" તું કોણ છે ? " જયસિંહે હીમતથી કહ્યું.

" મને પુછવાનો તને શું અધિકાર છે ? " ખુની બે પરવાઇ પણામાં બોલ્યો.

" શું મને પુછવાનો અધિકાર નથી ? " જયસિંહે પિસ્તોલ ઉગામી કહ્યું.

" સા......હે......બ......મને......મારશો.........નહિ. " ખુની ભયપ્રદ બની થરથરતા ગાત્રે બડબડયો.

" ત્યારે બોલ તું કોણ છે ? " જયસિંહે વિરત્વાવેશમાં પુછયું

" હું એક ગુલામ છું. " ખુની બોલ્યો.

" અહિં શા માટે આવ્યો છે ?" જયસિંહ ધીમાસથી બોલ્યો.

વીરમતિની રક્ષા કરવા. " ખુની હિમતથી બોલ્યો.

સત્વર કપટી ખુનીએ ઓચિંતા જયસિંહ પર તલાપ મારી પરન્તુ જયસિંહ તેના પંજામાંથી છટકી જેવો તેની ગરદન પકડી જમીન દોસ્ત કરવા જાય છે, કે તુરત તેના માથામાંની બનાવટી વાળની ટોપી ઘણે દુર જઇ પડી. આથી ખુની ગભરાઇ નાશી ગયો. જયસિંહે ધાર્યું કે હમણાંજ તે પોતાના બીજા સોબતીઓ સહીત આવી પહોંચશે તો ખોટું થશે. માટે સત્વર કાર્ય સાધી લેવું એ ઉત્તમ છે.

જયસિંહની ધારેલી ધારણા અનુસાર તે ખુની પોતાનાં સર્વ સોબતીઓ સહીત પાછો આવી, તે મકાનને ફરતો ઘેરો ઘાલી, મકાનનાં દ્વાર પાસે નિડરપણાથી ખુલી સમશેર ધારણ કરી ઉભો રહ્યો.

ક્ષત્રીકુળદિપક જયસિંહ વીરમતિની તપાસ કરતો એક મજબુત લોખંડના સળયા વાળી ઓરડી પાસે કે જે ઓરડીમાં ખુનીઓએ વીરમતિને કેદ કરેલ હતી ત્યાં આવ્યો. વીરમતી વિચીત્ર વિપત્તિઓથી વ્યાકુળ બની લમણે હાથ દઈ એક ખુણામાં બેઠી હતી. જયસિંહની દૃષ્ટિ તેના પર પડવાથી તેનું પ્રેમાળ હૃદય ભરાઇ આવ્યું, અને આંખોમાં જળજળીઆ આવી ગયા. પોતાના માટે પ્રાણની પણ દરકાર નહિં કરનાર આવી ભયંકર સ્થિતિમાં ફસાઇ પડનાર વીરમતિની આ દશા જોઇ વીરત્વાવેશમાં લાખંડનાં બારણાંઓ તોડી જયસિંહ અંદર દાખલ થયો. આથી વીરમતિ ગાભરી બની એક બાજુ પીઠ ફેરવી ઉભી રહી.

જયસિંહઃ—સ્વગત ( આહા હા ! ! ! વીરમતિ ! પરનાં સુખને માટે સ્વ દેહનું બળીદાન આપનાર પવિત્ર વીરમતિ ! ! મારા માટે તારા શિર પર જે અસહ્ય દુઃખનો ડુંગર તુટી પડયો છે, તે જોઇ મારા અંતઃકરણમાં ભારે વ્યથા થાય છે. પણ અરે ! આ હું શું વિચાર કરૂં છું ? શું અત્યારે વિચાર કરવાનો સમય છે ? કદિજ નહિં. વીરમતિ તો હજી એમજ માની રહેલ હશે કે વળી પણ કોઇ ખુની મને સતાવા આવ્યો. માટે ચાલ તેને શાન્ત કરી મારૂં કાર્ય સાધી લઉં.) બ્હેન વીરમતિ ? ગભરાઇશ નહિં, આ એક ખુની નથી પણ તારૂં રક્ષણ કરનાર બધું જયસિંહ છે. હિમત રાખ અને

આવ મારી પાસે. બ્હેન ! જ્યાં સુધી આ શરીરમાં શ્રોણીત વહે છે, ત્યાં સુધી હવે તારો વાંકો વાળ કરવા કોઇપણ સ્મર્થ નથી માટે નિર્ભય થા.

વીરમતિઃ—( સાનંદાશ્ચર્યથી પીઠ ફેરવી. ) કોણ બંધુ જયસિંહ ? કેમ ભાઇ છો તો ખુશીમાં ને? બંધુ! આપના મીત્રની શું સ્થિતિ છે ? શું મનોઇચ્છા ત્રપ્ત થઇ ?

જયસિંહઃ—બ્હેન ! શાન્ત થા. ઇશ્વર કૃપાએ હું મારા કાર્યમાં ફાવ્યો છું. પરન્તુ અત્યારે વાત કરવાનો સમય નથી. માટે ચાલો ત્વરાથી બહાર નીકળી જઈએ, નહિંતર મનની મનમાં રહી જશે.

બન્ને બહાર નીકળવા જાય છે, તેવામાં મારો, કાપો, પકડો, એવા ભયંકર શબ્દો સંભળાવા લાગ્યા. તુરત જયસિંહ ચેતી ગયો અને વીરમતિને ઇશારત કરી, દિવો બુઝવી નાંખી, બન્ને એક ખુણામાં સંતાઇ ગયા.

ખુનીઓ અંદર આવ્યા, પરન્તુ અંધારૂ હોવાથી સ્વકાર્યમાં ફાવી શકયા નહિં. કોઇ દિવાની તપાસ માટે રોકાયા કોઇ ખુણે ખોચરે હાથ ફેરવવા લાગ્યા, અને કોઇ વીરમતિને કેદ કરેલ ઓરડી પાસે આમ તેમ આંટા મારવા લાગ્યા. જયસિંહ અને વીરમતિ આ ગફલતનો લાભ લઈ યુક્તિ પુર્વક ત્વરાએ બહાર નીકળી રસ્તે પડયા. અને ટુંક સમયમાં એક સરોવર પાસે કે જ્યાં પ્રતાપસિંહ છે ત્યાં આવી પહોંચ્યા.

આ બન્ને ને જોઇ પ્રતાપસિંહ બહુ આનંદ પામ્યો. અને પોતાના પર કરેલા દરેક ઉપકારો માટે જયસિંહનો સવિનય અહે-

શાન માનવા લાગ્યો. જયસિંહ યોગ્ય શબ્દોમાં જવાબ આપી આગળ કોઇ નિર્ભય સ્થળ તરફ કુચ કરવા માટે સર્વ ત્યાંથી રવાના થયા. થોડે દૂર જતા સામેની ઝાડીમાં એક વિકાળ સિંહનો ભોગ થઇ પડેલ બે સ્વરૂપાન સ્ત્રી અને એક નાનું બાળક તે વન ભૂમિપર નિંદ્રાવશ સ્થિતિમાં દૃષ્ટિગોચર થયા,

પ્રિય વાંચક ! તે ઉભય સ્ત્રીઓ અને બાળક આ વાર્તાના દુ:ખી પાત્રો સુંદરમતિ તથા કાન્તાગૌરી અને કુમાર વનસિંહ કે જેઓનો અકસ્માત્ સમાગમ થવાથી આપસ આપસમાં દુ:ખનું પુરાણ પ્રકાશીત કરી રહ્યા હતા તેજ છે. જયસિંહની પ્રેમાળ આંખ આ બનાવ જોઇ શકી નહિં. તેથી પ્રતાપસિંહ તથા વીરમતિને એક કોર ઉભા રહેવાનું સૂચવી જયસિંહે પોતાની એકજ પિસ્તોલનાં ઘાથી સિંહને ઘાયલ કર્યો. સિંહનો પરાભવ થએલ જાણી જયસિંહ વિગેરેનાં હૃદય આનંદથી ઉભરાવા લાગ્યા. અને પ્રતાપસિંહ તથા વીરમતિ જયસિંહના સ્તુત્ય કાર્યની બહુજ તારીફ કરવા લાગ્યા.

પિસ્તોલના અવાજથી સુંદમતિ અને કાન્તાગૌરી જાગ્રત થઇ, વનસિંહને સંભાળી નિડર પણે ત્યાંજ ઉભી રહી. જયસિંહે સત્ય હકીકતથી તેનો ગભરાટ દૂર કર્યો જેથી પોતાને જીવીતદાન અર્પણ કરનાર આ પરોપકારી પંથીકનો વારમવાર ઉપકાર માનવા લાગી.

આપસ આપસમાં વાર્તાલાપ કરતા છેવટે વ્હાલાઓનાં વિયોગ દુ:ખની સીમા આવી પહોંચવાથી પડદો ખુલો થયો, અને સૌ સાનંદાશ્ચર્ય પામ્યા. જયસિંહ તે સર્વને લઇ સામેનાં શહેર તરફ કે

જે શહેર વિલાસપુર નામે પ્રસિદ્ધ હતું ત્યાં ગયો. અને શહેરના દરવાજા પાસેની એક ગંજાવર ધર્મશાળામાં ઉતારો કર્યો.

પ્રિય વાંચક ! તે સર્વેને વિલાસપુરની ધર્મશાળામાં રોકી હવે જરા કનકાવટી નગરી તરફ તારૂં અંતઃકરણ ફેરવ.

પૂર્વક્ત કર્માનુસાર મહારાજા કરણસિંહ વ્હાલાઓનાં વિયોગ દુઃખથી કંટાળી જીંદગી ભરની ચીંતાને લઇ શરીરે તદન અસ્વસ્થ બની ગયો, અહોનીશ વિચીત્ર પ્રકારનાં તર્ક વિતર્કોએ તેનું અંતઃકરણ દગ્ધ બનાવ્યું, સંસારની અસ્થિરતાનો ખ્યાલ દિન પ્રતિદિન તેના મગજમાં વ્યાપી રહી ભારે વ્યથા કરવા લાગ્યો. કર્મની વિચીત્રતાનો પ્લોટ દૃષ્ટિ સન્મુખ આવી ઉભો રહ્યો. અને જીંદગીનાં દરેક અનુભવોનું ગંભીર સ્વરૂપ દેખાવા લાગ્યું. હૃદયની એક બાજુ પવિત્ર ધર્મ પત્નિ સુંદરમતિ, પુત્ર જયસિંહ, અને રત્નપ્રભા, તથા ચંપાગૌરીનો દિવ્ય પ્રેમ, પુજ્યભાવ, રહેણી કહેણીની ઐકયતા, અને માધુર્યમય, વચનામૃતો ઇત્યાદિ સદ્‌ગુણોનાં સંયુક્ત બળનું સામ્રાજ્ય સ્થપાવા લાગ્યું. અને બીજી બાજુ તેનો અસ્ત થવાથી આશા નિરાશાનું અસ્તિત્વ પ્રકાશવા લાગ્યું. બન્નેનું દ્વદ યુદ્ધ શરૂ થયું. પરિણામે તેમાંથી કોઇ નવીન તત્વ પ્રાપ્ત થવાનો કીમતી ટાઇમ હાથ લાગ્યો.

‘ બસ ! આ અસ્થિર સંસાર ખરેખર દુઃખદાઈ છે. તેમાના માયાવી પદાર્થો નાશવંત છે, અને તેમાંની દરેક ક્રીયાઓ એક બાજીગરની ક્રિયા માફક છે. આ દેહ પણ ક્ષણભંગુર છે, તેને સડી જતા પડી જતા, કે વીણસી જતા વાર લાગતી નથી. જેમ ધુળનો વટોળ પવન વિષે અધર ફુલી દેખાય છે, અને પાછો પવન બંધ થતા તે ધુડ ભેગો થઇ જાય છે. તેમ આ દેહ પણ અંદરથી પ્રાણ જતા

માટીમાંજ મળી જશે. માટે હે ચૈતન ! શા માટે તું ખાલી ભ્રમણામાં ભમાય છે ? મા, બાપ, સ્ત્રી, પુત્ર, પરિવાર ઇત્યાદિ સર્વે ઋણાનું બંધે ભેગા થાય છે. જેમ વૃક્ષ પર વિહગોનો સમુહ ભેગો થાય છે, અને પ્રાતઃકાળ થતા સૌ જુદા પડી જાય છે, તેમ આ સંસારનું પણ માની લેવું, જ્યારે આપસ આપસમાં સ્વાર્થ સરી રહ્યો ત્યારે સર્વ પોત પોતાનાં માર્ગે ગમન કરી જાય છે. હે ચૈતેન ! આ રાજલક્ષ્મી આદિ અનેક પ્રકારનાં મનથી માની લીધેલા સુખનો સમાજ દેખી તારે તેમાં ફુલાવાની જરૂર નથી. કારણ કે તે સર્વ નાશવંત છે. જેમ સ્વપ્નમાં દ્રવ્યાદિ સુખનાં પ્રાપ્તિ થાય છે, તેમ આ જગત માત્ર સ્વપ્નવત્ છે.

આત્મા ! અરે ઓ પવિત્રાત્મા ! ! યાદ રાખજે કે આ સર્વે તજી એક દિવસ તારે જરૂર એકલું જવાનું છે. તે વખતે જેને તેં મારા કરીને માન્યા છે, તે તને સહાય કરવા એક ક્ષણ માત્ર પણ તારી સાથે આવનાર નથી. મ્હોટા મહિપતીઓ પણ માન મુકી કાળનાં કવળ રૂપ બની ગયા છે. તે કાળદેવની અજીત સત્તા ખરેખર સર્વોપરી છે. જે ખીલ્યું તે કરમાવા માટેજ, અને જે ઉગ્યું તે આથવવા માટે જ તેમ નામ તેની નાસ્તિ તો અવશ્ય છેજ. પીર, પેગંબર, ઓલીયા, મુની, ગુણવાન, વિગેરે દેહધારી કોઇ અચળ રહેવાનું નથી, ત્યારે હવે સાર વસ્તુ શું છે ? માત્ર આધ્યાત્મિક વિચારો વડે પરમાત્માનું સ્મરણ એજ સર્વોત્કૃષ્ટ છે. આત્મા ! શું આ રાજ વૈભવાદિ પૌદગલીક વસ્તુઓમાં લોભાઇ રહ્યો છે ? અહાહા ! ! ! જે તારૂં નથી તેને તું તારૂં માની સ્વ શક્તિનો દુરૂપયોગ શા માટે કરે છે ? ચૈતન ! અરે ઓ વિચીક્ષણ ચૈતન ! ! હવે તો સન્યસ્ત

ધારણ કરી આ ભ્રાન્તિમાંથી મુક્ત થવા માટે પરમાત્માની ભક્તિમાં બાકીનું આયુષ્ય પુર્ણ કરવું. બસ એ જ દ્રઢ નિશ્ચય.

કરણસિંહ પરમાત્માની અનન્ય ભક્તિમાં દિવસ નિર્ગમન કરતો, અને કુદરતની અદ્દભુત લીલા નિહાળતો છેવટે એક ગંજાવર શહેરનાં ધોરી રસ્તાપર સર્પડંસથી પીડાતા એક નાના બચ્ચાને ખોળામાં લઈ રૂદન કરતી બાઇ સનમુખ તે બચ્ચાને આરામ કરવાનાં આશયથી કુદરતી પ્રેરણાએ ત્યાં આવી ચડયો.

વાંચનાર.

આ શહેર તે બીજું કોઇ નહિ પણ વિલાસપુર હતું, અને સર્પ ડંસથી પિડાતા પોતાનાં નાના બચ્ચાને ખોળામાં લઇ રૂદન કરનાર બાઇ સામે ચોમેર વર્તુલાકારે ગોઠવાઇ ગએલ સેંકડો માણસોની સમક્ષ તે બચ્ચા ને આરામ કરવાનાં આશયથી મંત્રોચ્ચાર કરતો સન્યાસી બીજો કોઈ નહિં પણ કરણસિંહ હતો.

ઘણી મહેનત કર્યા છતાં પણ ઝેરી સર્પ ઉતર્યો નહિ. બાળકની કફોડી અને રૂદન કરનાર બાઇની દયાજનક સ્થિતિ વર્તુલાકારમાં ગોઠવાઇ ગએલ સેંકડો માણસની અંદર ઉભા રહેલ પુનમચંદ અને નીતિચંદ નામનાં બન્ને હકીમોની પ્રેમાળ આંખ જોઇ શકી નહિ. તેથી ત્વરાએ મોખરે આવી એક જડીબુટ્ટીને પાણીમાં ઘસી તે બાળક ને સર્પડંસ સ્થળે ચોપડી દઇ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિનાં ઉભા રહ્યા.

એક સેકંડ માત્રમાં સર્પ વિષ ઉતરી ગયું, અને બાળક આળસ મરડી બેઠો થયો. સર્વ કોઇ હકીમજીઓનાં ગુણગ્રામ ગાવા લાગ્યા. સન્યાસી તો તે હકીમોની હીકમત જોઇ દિંગમુંઢ બની

ગયો. પરોપકારાર્થે આ વિદ્યાનો સંગ્રહ કરવાનાં આશયથી તે સન્યાસીએ હકીમજીઓની સાથે દોસ્તી કરી. એકજ દિવસે આ ત્રણે મુસાફરોને આ શહેરમાં આવી રીતે ભેગા થવાનું કુદરતે નિર્માણ કરેલ હોવાથી અને અરસ પરસ વિશુદ્ધ પ્રેમની ગાંઠ બંધાવાથી ત્રણે સાથે ધર્મશાળામાં ઉતરવાનું નકી કરી ત્યાંથી રસ્તે પડયા. જુજ વખતમાં શહેરની દક્ષીણ દીશાનાં દરવાજા બહાર ગંજાવર ધર્મશાળામાં જે રૂમની અંદર જયસિંહ વિગેરે ઉતરેલા હતા તેની બાજુના રૂમમાં કે જેમાં બે ખંડ હતા તેમાં આવી ઉતર્યા. સંકેત મુજબ સન્યાસીએ પોતાના માટે સુવાનું બીજા ખંડમાં રાખ્યું.

હકીમોનાં હૃદયમાં સન્યાસી પ્રત્યે પુજ્ય ભાવ અને સન્યાસીનાં હૃદયમાં હકીમો પ્રત્યે કુદરતી વાત્સલ્ય ભાવ પ્રદિપ્ત થયો. સત્સંગ જેવી અત્યુત્તમ કીમતી વસ્તુ હકીમો ને અનાયાસે પ્રાપ્ત થવાથી તેમનો સદ્બોધ સાંભળવાનો કીમતી ટાઇમ હાથ લાગ્યો. રાત્રીનાં બાર વાગાનો સમય છે, સર્વ કોઈ પંથીકો નિંદ્રાવશ હોવાથી સર્વત્ર સ્થળે શાન્તિ પ્રસરી રહી હતી, પવનનાં સુસવાટાથી મધ્ય ભાગે રહેલા તમામ ફાનસો બુઝાઇ જવાને લીધે ચોમેર અંધકાર છવાઇ રહ્યો હતો, વિહંગાએ વૃક્ષોની ઘનઘોર ઘટામાં નિવૃત્તિ સ્થાન અંગીકાર કર્યું હતુ, અને પહેરેગીરો મુસાફરોનાં જાનમાલનું રક્ષણ કરવા માટે આમનેમ આવાગમન કરી રહ્યા હતા. આ વખતે દુઃખી રાજકુમાર જયસિંહ પોતાનાં રૂમની અંદર એક ખુણામાં લમણે હાથ દઇ નિશાશા ઉપર નિશાશા નાખી રહ્યા હતો. ભૂત અને વર્તમાન સ્થિતિનું સ્મરણ થવાથી તેના અંતઃકરણમાં વિચીત્ર પ્રકાનાં વિચારોનું પ્રાબલ્ય પ્રકાશી રહ્યું હતું. તેવામાં

તેની કર્ણેન્દ્રિ પર નિચેનાં શબ્દો અથડાયા.

હસ્ત પદાદિક અંગ, અરૂ બુધ મીલી મનુજકો;
હોની અહોની કર્મ સંગ, હોઇ સકે સો યત્ન કર.

જયસિંહ ચમકયો. અહાહા !!! આ ઉત્સાહ પ્રેરીત શબ્દો કયાંથી આવ્યા ? એ શબ્દો શું સુચવે છે ? હા ! હવે હું બરાબર સમજયો. મનુષ્યને હાથ, પગ, ઈત્યાદિ શરીરનાં દરેક અવયવો તથા બુદ્ધિ વિગેરે પ્રાપ્ત થયા છે. માટે પોતાથી બની શકે એટલો યત્ન કરવો. યત્ન કર્યા છતાં પણ જયારે કાર્ય સિદ્ધી ન થાય, ત્યારે જ કર્મ કાનુંનમાં દ્રઢ શ્રદ્ધા રાખવી.

જયસિંહનાં મુખ પરની નિસ્તેજતા ઉડી ગઇ, હૃદયમાં નવું બળ પ્રગટ થયું, અને શરીરનાં દરેક અવયવો પર હિમત, શૌર્ય, તથા ઉત્સાહનાં ચિન્હો દૃષ્ટિગોચર થવા લાગ્યા. ઉક્ત ધ્વની કયાંથી આવ્યો તેની તપાસ માટે ત્વરાથી બહાર નિકળતા તેને જણાયું કે કોઇ બે યુવાનો એક મહાત્મા સન્મુખ દ્વય હસ્ત જોડી તેમનાં વચનામૃતનું પાન કરે છે.

ઉપરોક્ત શબ્દો આ મહાત્માના જ છે, એમ ધારી તેમના સદ્‌બોધનું શ્રવણ કરવા માટે તે વિશેષ જીજ્ઞાસુ થયો. તેથી તેઓની આજ્ઞા મેળવી જયસિંહ તે રૂમમાં દાખલ થયો. મહાત્માએ "કર્મની વિચીત્રતા" એ વિષય હાથ ધરી પોતાનાં પર વિતેલી સઘળી હકીકત દ્વારા એ ગુઢ ભાવાર્થમાં એવું તો સરસ બ્યાન આપ્યું કે જે સાંભળી સર્વની ચક્ષુઓમાં જળજળીઆ આવી ગયા.

એક ઘડી આધી ઘડી, આધી મેં પુની આધ;
તુલસી સંગત સંતકી, કટે કોટી અપરાધ.

સત્સંગની સિતળ છાંયા નિચે સર્વનાં પુર્વકૃત અપરાધો ક્ષય પામ્યા, અને અંતરાય કર્મનો પડદો ખુલો થયો. સર્વે અત્યંત આનંદ પુર્વક એક બીજાને ભેટી પડયા. જયસિંહે સુંદરમતિ, કાન્તાગૌરી, વિરમતિ, પ્રતાપસિંહ, અને વિજયસિંહને જાગ્રત કરી પોતાનાં વ્હાલાઓનો સમાગમ કરાવ્યો. આથી સર્વ કોઇનાં આનંદનો પાર રહ્યો નહિ.

રાત્રી વીતી પ્રભાત થયું. દરવાની દરવાજો ખોલી સામે દૃષ્ટિ કરે છે, તો એક સુંદર પાલખી કેટલાએક પોલીસો અને ઘોડેસ્વારોથી ભવ્ય દેખાવ પ્રદર્શિત કરી રહી છે. સત્વર પોલીસો પાલખી સહીત અંદર દાખલ થયા. આથી ધર્મશાળાનો રક્ષપાળ તથા પહેરેગીરો તેમની પાસે આવ્યા. ત્યારે તેમના એક પોલીસે કહ્યું કે " ધર્મશાળામાં ગઇ કાલે કોઇ બે યુવાન હકીમજીઓ પધાર્યાં છે ? " રક્ષપાળે હા પાડી અને તે હકીમજીઓનાં રૂમ પાસે તેડી ગયો.

ચંપાગૌરી અને પુષ્પા ઉર્ફે પુનમચંદ અને નીતિચંદ નામનાં વેશધારી હકીમો પોતાનાં કુટુમ્બીઓની સાથે નાના પ્રકારની વાતચીતમાં ગુંથાયા હતા. તેવામાં પોલીસની ટુકડી પોતાનાં દ્વાર પાસે આવી, તેમાનાં એક પોલીસે સલામ સાથ જણાવ્યુ કે અમારા શિરછત્ર મહારાજા સાહેબ વિજયસેન લાંબો વખત થયા બિમાર છે. આજે તેમની ગંભીર સ્થિતિ છે. ગઇ કાલે આપની પ્રશંસા શ્રવણ કરી મહારાજા સાહેબની આજ્ઞાનુ સાર મહેરબાન દિવાન સાહેબે સત્વર ત્યાં પધારવા માટે આપને પુનઃ પુનઃ વિનંતિ કરી છે. માટે હે મહાભાગ્યવાન ! આપ તુરત પધારવા કૃપા કરો. સત્તાવાર તરીકે

જાહેર કરવામાં આવ્યું છે કે જે કોઈ મહારાજા સાહેબને આરામ કરશે, તેને તે રાજા સાહેબ સ્વહસ્તે રાજ્યાસનપર બેસાડી રાજ્યની તમામ લગામ તેને સુપ્રત કરશે. લગભગ એક માસ થવા આવ્યો; છતાં પણ હજી સુધી એવા વીર નરે દેખાવ આપ્યો નથી. સારૂં થયું કે આપ અત્રે પધાર્યા. જરૂર આપને જસ મળશે. માટે આ પાલખીમાં બેસી ત્યાં પધારવા કૃપા કરો.

સર્વ કોઇ ખુશી થયા અને તે પોલીસની ટુકડીને જરા સામે બેસવાનું કહી આપસ આપસમાં એક બીજાનાં વિચારોનાં આપ લે કરવા લાગ્યા. પરિણામે નક્કી થયું કે કરણસિંહ ઉર્ફે મહાત્મા, જયસિંહ, ચંપાગૌરી, અને પુષ્પા ઉર્ફે હકીમજીઓ એમ ચાર જણાએ ત્યાં જવું. જયસિંહે એક જડીબુટીથી તેને આરામ કરવો જેથી સર્વનાં મનોરથ સિદ્ધ થાય સત્વર ચારે જણ પાલખીમાં બેસી રવાના થીયા.

નગર જનોનાં સુંદર ચહેરાપર શ્યામતા છવાઈ રહી છે, ચોમેર પોલીસો અને ઘોડેસ્વારો દોડધામ કરી રહ્યા છે, લોકોનાં ટોળે ટોળાઓ જાહેર ચકલાઓ પર મન ગમતી વાતોનાં ગપાટા મારી રહ્યા છે, અમીર ઉમરાવો શોકાતુર ચહેરે આમતેમ આવાગમન કરી રહ્યા છે, અને સેંકડો માણસોની ઠઠ દરબાર ગઢ પાસે જામી રહી છે, તેવામાં જયનાદની ગર્જના વચ્ચે તે પાલખી અંદર દાખલ થઇ, મોટા મોટા અમલદારો હકીમજીઓને લેવા માટે સામા આવ્યા, અને મહારાજા સાહેબની માંદગીનાં બીછાના પાસે તેડી લાવ્યા.

રોગની ચીકીત્સા કરી મહાત્માએ જયસિંહને પેલી જડી બુટીનો ઉપયોગ કરવા સુચવ્યું. પરન્તુ તેવામાં તો મહારાજાને વિશેષ

વ્યાધી થવા લાગી તેથી ગભરાઇ દિવાન સાહેબે જણાવ્યું કે હવે જે કરો તે જલદી કરો, અને તમે પોતેજ (હકીમજીઓ પ્રત્યે) ચીકીત્સા કરી જલદી ઔષધ આપો. હકીમજીઓએ હીમત આપી જણાવ્યું કે આ અમારા ઉસ્તાદજી છે, માટે ગભરાઓ નહિં હમણાજ આરામ થઇ જાશે.

જયસિંહે જડી બુટી સુંઘાડી કે તરત રોગ તદન નાબુદ થયો અને સર્વનાં ચહેરા હર્ષથી પ્રફુલીત થવા લાગ્યા વિજયસેન તરત બીછાનામાંથી ઉઠી જયસિંહને પગે પડયો. આખી નગરીમાં આનંદોત્સવ વર્તાઇ રહ્યો. અને બિજે દિવસે જયસિંહને રાજ્ય સુપ્રત કરવામાં આવ્યું. જયસિંહે પોતાનાં દરેક કુટુમ્બીઓને બોલાવી લીધા. અને પ્રતાપસિંહને પોતાનાં અંગ રક્ષક તરીકે સારા ચાન્સથી ત્યાંજ રાખ્યો.

મહારાજા કરણસિંહનાં જવા પછી કમભાગ્યવાન કનકાવટી નગરીપર અવાર નવાર મુસલમાન રાજાઓ ચડી આવતા હતા. તેઓને પ્રધાને યોગ્ય દંડ આપી હરવખત પાછા કાઢયા હતા. છેવટે તે શહેર મુસલમાન બાદશાહનાં હાથમાં આવ્યું, આથી સર્વત્ર સ્થળે અશાન્તિનું સામ્રાજ્ય સ્થપાઇ રહ્યું હતું. કાળાનુક્રમે આ ખબર જયસિંહને મળવાથી એક જબરૂં લશ્કર લઈને બહાદુર જયસિંહ મુસલમાનોપર તુટી પડયો. બનેનું દ્વંદ યુદ્ધ શરૂ થયું. મુસલમાનોનો પરાભવ થયો અને જયસિહની વિજય ધ્વજા ચોમેર ફરકવા લાગી આથી નગરજનો અત્યાનંદી બન્યા જયસિંહે પુર્વની માફક પોતાના રાજને આબાદ કરી રૈયતને પૂર્ણ સુખ આપ્યું અને તે કનકાવટીને પોતાની રાજધાનીનું શહેર સ્થાપી આનંદમાં દીવસ નિર્ગમન કરવા લાગ્યો

शान्तिः शान्तिः शान्तिः

# કન્યાવિક્રય.

## લેખકઃ-ભગવાનજી જેષ્ટારામ મહેતા મુ. ગીંગણી હાલ કલીકો પરવાનગીથી ફરી સુધારી પ્રગટ કરનાર કર્ત્તા.

કળા કૌશલ્યતાથી ઉન્નત્તિનાં ઉંચ શૃંગે નિવાસ કરી રહેનાર પવિત્ર આર્યાવૃત સાંપ્રત સમયમાં 'કન્યાવિક્રય' આદિ દુષ્ટ રીવાજોને લઇ અવનત્તિની પરીસિમાએ પહોંચેલ છે. એમ કહેવામાં કિંચીત માત્ર પણ અતિશયોક્તિ નથી.

ઉક્ત ભયંકર દિસાયે એવી તો કૃરતા પ્રદર્શિત કરી છે કે તેના અરતમાટે ચારે કોરથી તીરસ્કાર રૂપ વચનોનો વરષાદ વરશી રહ્યો છે, એથી આ સ્થળે વિશેષ પિષ્ટ પેસણુ કરી વાંચકનો કીમતી ટાઇમ રોકવો હું વ્યાજબી ધારતો નથી.

સ્વાર્થાંધ માબાપો ( રાક્ષસો ) સારાસારનો વિચાર નહિં કરતા કેવળ લક્ષ્મીનાજ ઉપાસકો બની, સ્વ નિર્દોષ બાળીકાઓ પર કસાયનાં જેવું ધાતકી પણું ગુજારવા માટે તે બાળાઓ ને સદ્ગુણુ સંપન્ન યૂવકના કંઠમાં ન ધરતા ચિતા શયનની રાહ જોઈ રહેનાર વૃદ્ધ પતિને પરણાવી ચોરીમાંજ રંડાપો આપે છે. કે જેને લઇ જીંદગી ભર ચીતા રૂપી ચીતામાં તે નીરાધાર બાળાઓને નિરૂપાયે હોમાવું પડે છે. આવી રીતે દર વરસે સેંકડો બાળાઓ વૈધવ્ય દશાને પ્રાપ્ત થવાથી યૂવાવસ્થાનાં પ્રબળ વેગને નહિ રોકી શકવાને લીધે સ્વછંદી અને દુરાચારી બને છે. કેટલી એક પોતાની લાખેણી લાજને

લુંટાવીદઈ જગ બત્રીસીએ ચડે છે, કેટલીએક શરમમાંને શરમમાં દબાય રહી ગર્ભપાત કરે છે, અને કેટલીએક તો વૃદ્ધ પતિનાં બળાપાને લઇ કમોતે મરે છે. આનું મુખ્ય કારણ તેઓનાં માબાપો પોતે જ છે. આવી પાશવ વૃત્તિવાળા માનવ રાક્ષસો કુટુમ્બનું, જ્ઞાતીનું, કે દેશનું, શું લીલુ વાળવાનાં હતા ? હરામના પૈસા પર તાગડધીના કરનાર બણુચકો પ્રથમ તો ફુલણસી ભાય બની અત્યાનંદમાં મગ્ન થઇ મ્હાલે છે. પરન્તુ જુજ વખતમાં નિર્દોષ પુત્રીનાં નિશ્વાસાઓ ઉપરાંત નિશ્વાસાઓને લઇ સર્વ સંપત્તિનો ક્ષય થાય છે ત્યારે ચોવીસ હાથનો ચોફાળ માથે ઓઢી પોતાનાં પરીયાનાં પરીયાઓનું મો વાળે છે. અને કહે છે કે 'નસીબમાં હતું તેમ થયું' પણ અકલનાં ઓથમીરો એટલો પણ વિચાર નથી કરતા કે હળાહળ ઝેરનો પ્યાલો પીય સુઇ જઇએ તો તેનું પરિણામ મોતજ આવે.

એક વિદ્વાન ગ્રંથકાર લખે છે કેઃ—

**अधर्मो पार्जीतं द्रव्यं, दश वर्षाणी तिष्टति ॥**

**पाप्ते चैका दसे वर्षे, समूलंच विनस्याति. ॥ १ ॥**

**ભાવાર્થઃ**—અધર્મથી મેળવેલું ધન ઘણામાં ઘણું નવ વર્ષ સુધી રહે છે, અને દસમા વર્ષે સમુળગુ નાશ થાય છે. એટલે કહેવત પ્રમાણે લુણી પ્રોને તાણી જાય છે.

કન્યા વિક્રયનો નિસેધ કર્તા શાસ્ત્રકારો ખુલી રીતે જાહેર કરે છે કેઃ—

**पाराधाय (श्रेष्ट) मनुष्याणां कन्या विक्रय कारीणाम् ॥**

**ते निर्दया परष्वेव पुत्रादिषु दयापरो ॥ २ ॥**

**ભાવાર્થ:**—કન્યાવિક્રય કરનાર મનુષ્ય કરતા પારાધી સહસ્ત્ર ગણો સારો કારણ કે તે બીજા પ્રાણીઓ માટે નિર્દયતા વાપરે છે, પરન્તુ પોતાના સંતાનની તેને દયા હોય છે.

**भाक्षितं चाणुमात्रं यत्, कन्याविक्रय जंधनम् ॥**
**सकुलंतं गृहितारं, नरके नयाति ध्रुवंम ॥ १ ॥**

**ભાવાર્થ:**—કન્યાવિક્રયથી મળેલુ ધન કિંચીત માત્ર પણ જે કોય ભક્ષણ કરે છે, તે સ્વકુટુમ્બ સહિત નિશ્ચય નરકેજ જાય છે.

**कन्या भरणं मोल्याच स्मर्थो परि सेवनात् ॥**
**स्पर्शा स्पर्श विवाहा दौचतुर्था कन्याविक्रय. ॥ १ ॥**

**ભાવાર્થ:**—કન્યાને માટે દાગીનો લેવો, પૈસા લેવા, પોતે પૈસા દાર હોવાથી જમાઇને સેવક તરીકે ગણી ધરજમાઇ રાખવો, અને દીકરી દઇ દીકરીલેવી એ ચારે બાબત કન્યાવિક્રયનાં પેટાભાગમાં સમજી લેવી.

આટલો બધો હિતોપદેશ આપ્યા છતાં પાષાણ હૃદયી દુષ્ટો કન્યાવિક્રય કરતાં જરાપણ અચકાતા નથી એ સોચનીય છે.

કન્યાવિક્રયનાં ઉમેદવારો પોતાને ઘેર દીકરી આવતા એક મ્હોટી હુંડી પાકી એવું સમજી તે દીકરીને ઉછેરી મોટી કરીને જેમ બજારમાં કોઇ લીલામ કરનાર માણુસ પોતાની ચીજના ઝાઝા પૈસા આપનારને તે ચીજ સુપ્રત કરે છે તેમ તે દીકરીને વહેંચી નાખે છે.

આ રીવાજ દેશને પાયમાલ કરનાર એક જબર જસ્ત દૂત છે: કારણ કે પુત્રીનાં પૈસા પ્રાપ્ત થવાથી તેનો પિતા ઉદ્યોગી

કાર્યોમાં નિરૂત્સાહી બની દેશને બોજારૂપ બની રહે છે, જેથી કરી દુનિયાની દોલતમાં ઘટાડો થાય છે. તે મનમાં વિચાર કરેછે કે હવે આપણે નિશ્ચિંત છઇએ, કોઇપણ જાતની ફીકર નથી. ધંધો નહિં કરીએ તો પણ દીકરીનાં આવેલા પૈસા લાંબો વખત ટકી રહેશે. આવા નિર્માલ્ય તરંગો લાવી ઉદ્યોગી કાર્યોમાં આગળ પડતો ભાગ લેતો નથી અને આવેલા પૈસા અયોગ્ય રસ્તે બેઠા બેઠા વાપરી ખાય છે,

કન્યાનાં લગન કરતી વખતે તેનાં માબાપો લગ્નનું સુભ મહુર્ત જોવરાવી અમુક દિવસ નકી કરે છે. તેનું મુખ્ય કારણ કાંઇ પણ હોય તો કન્યા ભવિષ્યમાં કેમ સુખી થાય આજ આશય વડે તે ક્રીયા કરનારની ખાસ જરૂર પડે છે. પરન્તુ તેની સાથે એવો પણ વીચાર કરવો જોઇએ કે જમાઇ યોગ્ય હશે, અને સુખ સંપત્તિથી સર્વ માન્ય હશે, તો દીકરી સુખીજ થશે. આવા સ્તુત્ય વિચારો વટોળીઆમાં ઉડી ગયા. અને તેને બદલે દીકરીનું ઘર પ્રથમથીજ લુંટી લઇ તેના સુખની આશા રાખવી એ ઝાંઝવાનાં જળમાંથી તૃષા છીપાવવાની આશા જેવું છે.

કન્યાને વેચી કરી કન્યાદાન આપવા માટે ડોળ કરવો એ પણ એક મિથ્યા દંભ છે. આમ કરવાથી એક તો કન્યા વિક્રયનું પાપ અને બીજું સ્વાર્થાંધ બ્રાહ્મણો ખોટે ખોટા મંત્રોચ્ચાર કરી અગ્નિ આદી સર્વ દેવતાઓને ઠગે છે. આમ ઉભય પ્રકારે દોષનાં મહા પાપમાંથી છુટવાનો એકે ઉપાય કામ લાગવાનો નથી.

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર એ મુખ્ય ચારે જ્ઞાતિઓમાં બ્રાહ્મણ ધર્મ રક્ષક જગત ગુરૂ છે. તેઓ પોતેજ જો કન્યાવિક્રયથી

ભ્રષ્ટ હોય તો તેને ધર્મ રક્ષકને બદલે ધર્મ ભક્ષક કાં કહેવા ન જોઇએ ?

પુત્રીઓનાં પૈસા લેવાનાં બુરા રીવાજથી ઘણાં પુરૂષો કુંવારાજ મરી જાય છે તેમજ કેટલીએક નિરપરાધી બાળાઓનાં મડદે ઓંઢોળ પણ બંધાય છે.

આર્યાવૃતનાં છેલા વરતી પત્રક પરથી માલુમ પડે છે કે જેને દુનીઆનું ભાન પણ નથી એવી દસ વરસની અંદર વિધવા થએલની શંખ્યા એક લાખની છે. આ સર્વ કન્યાવિક્રયનાં ચેપી રોગનુંજ કારણ છે.

આ દુષ્ટ રૂઢીનાં મુળ જેમ જેમ ઉંડા પેસતા જાય છે. તેમ તેમ તેમાંથી નૂતન ફાંટાઓ જોસ બંધ નીકળતા જાય છે. દ્રષ્ટાંત તરીકે કેટલાકો કન્યાવિક્રયથી સંતોષાતા નથી, ત્યારે વળી ઉપરથી ડીપોઝીટ રકમો પડાવે છે. વિદ્યા કળાનાં અભાવથી જ્યારે ગુજરાન ચલાવવાની ગમ ન પડી ત્યારે પૈસો સંપાદન કરવા આ અધર્મ પ્રવર્તક રસ્તો શોધી કાઢયો.

સ્વાર્થ સમીપ યોગ્યનો વીચાર નભી શકતો નથી. પ્રાચીન સમયમાં આર્યો સ્વ પુત્રીનું પાત્ર જોઇને તુલસી પત્રે દાન કરતા હતા. જેના કેટલાએક વંશજો આજે તેનો વિક્રય કરવા લાગ્યા છે.

આવા રાક્ષસી વૃત્તિવાળા માબાપોનો ભાર પૃથ્વિ કેમ ઉપાડતી હશે ? કુદરત આવા પાષાણ હૃદય વાળાઓને તેમજ કન્યાવિક્રયનાં લાલચમાં ફસાવનારાઓને સદ્બુદ્ધિ પ્રેરે એજ આંતર ભાવના છે.

કન્યાવિક્રય કરનારા કૃતઘ્ની અને વિશ્વાસઘાતીઓ વધી જવાથી વરરાજાઓનો સ્વિકાર થતો નથી. એટલે બીચારાઓ નિરૂપાયે લક્ષ્મીની

આહુતી દઈને પણ કન્યા ખરીદે છે. શ્રી મનુમહારાજ આવા વિવાહનો નિષેધ કરતા જણાવે છે કે:—

" क्रय क्रियाच कन्या पत्निसा न विधीयते "

જે પૈસા આપી વેચાતી લીધી છે તે વીધી પુર્વક સ્ત્રી ગણાયજ નહિં.

આવા દુષ્ટ રીવાજથી આપણી પ્રજામાં સ્ત્રીઓની ન્યુનતા અને હલકી પદવી માનવામાં આવે છે. અને આમ ઉત્તરોત્તર આર્યાવૃતની અવનત્તિ થતી જાય છે.

અહાહા !!! બિચારી કોમળ મૃગલી ને સિંહનાં મોઢામાં મુકી, ગરીબડી ગાય ને કસાઈનાં દ્વારે બાંધી, નાજુકવેલી ને હાથીનાં પગે તળે ચંપાવી, અને ગુલાબનાં પુષ્પ ને ધગધગતાં અંગારામાં હોમી અત્યાનંદમાં કાલક્ષેપ કરનાર નિર્દય માબાપો ને કયું વિશેષણ લગાડવું ?

ક્રૂર હ્રદયનાં ઘાતકી માબાપો જેમ કસાઇ પોતાનાં માની લીધેલા ઘેટા, બકરા, ઇત્યાદિ પશુઓપર મમતા ધારણ કરી છેવટે તેની જીંદગીનો અંત આણે છે. તેમ જીવદયાનાં હીમાયતી હોવાનો ખોટો ડોળ રાખી પોતાનાં સંતાનો ને લાબી આશાએ ઉછેરીનેજ મારી નાખે છે. કસાઇઓ મારવા ધારેલ પ્રાણીઓ ને એક પળમાં જીવન રહીત કરે છે, ત્યારે કહેવાતા દયાળુ માબાપો મારવા ધારેલ સંતાનો ને રીબાવી રીબાવી લાંબા કાળે તેનો પ્રાણ લે છે.

આવા નીચ કર્ત્તવ્યથી ખરેખર કમકમાટી છુટતા રોમાંચ ખડા થઇ જાય છે, લક્ષ્મીનાં જ લાલચે પુત્રીઓનું બળીદાન ગ્રહણ કરનારાઓ કુળ, વય, કે ગ્યાન નહિં જોતા બીચારી ચન્દ્રમણી જેવી ઉજવળ કન્યા દેવીને વૃદ્ધ જડસા રૂપજ સતમાં જડી સુખી સંસારનો લેશ પણ લ્હાવો લેવા દેતા નથી.

વાડ જ્યારે વેલાનું ભક્ષણ કરે, રાજા જ્યારે પ્રજાને પીડે, અને સત્ પુરૂષો જ્યારે કુડી દૃષ્ટિથી નિહાળે ત્યારે ઉન્નત્તિની આશા ક્યાં રાખવી ? નિર્મળ જળથી વ્હેતી દિવ્ય સરિતા જેવી કન્યા મડદા સાથે પરણાવાય, મુક્તાનો હાર મર્કટની કોટે નંખાય, પાનનાં બીડા પાડાને અપાય, અને ઘેવરનાં ભોજન ગધેડાને ખવરાવાય ત્યારે હવે બાકી શું રહ્યું ?

કન્યા વિક્રય કરનારાઓનાં સ્તુત્ય વિચારો હવામાં ઉડી જવાથી કજોડા ઇત્યાદિ દુર્ગુણો દ્રષ્ટિગોચર થાય છે. જેના દુસત્ય પરિણામો આપણે નજરે નજર ભાળીએ છીએ છતાં પણ તેવા હરામીઓ ફુલાઇ જઇ કહે છે કે અમે કન્યાદાન આપીએ છીએ. અરે વાહરે વાહ ! આ તે તમારૂં કન્યાદાન કે બળીદાન ?

ગીતાજીમાં એક સ્થળે કહ્યું છે કેઃ—

" દાતવ્ય બુદ્ધિથી જે દાન પોતાના પર ઉપકાર કરનાર નથી તેવાને દેશ, કાળ, તથા પાત્રની બરોબર સંભાળ રાખીને આપવામાં આવે તે ઉત્તમ દાન કહેવાય. "

કહો ! ઓ જીવદયાનાં હીમાયતીઓ કહો !! આપણાં દેશમાં કેટલા માબાપો સ્વ પુત્રીને દાતવ્ય બુદ્ધિથી દાનરૂપે આપવા ઇચ્છેછે ?

આ દુષ્ટ રીવાજનાં ધસારાથી હાલનું વાતાવરણ એટલું તો અશુદ્ધ થઇ ગયું છે કે કન્યા વિક્રય નહિં કરનારાઓ પણ એ પાપમાંથી મુક્ત રહ્યા નથી. તેનું મુખ્ય કારણ જો કાંઇ પણ હોય તો ગરીબાઈ, વધી જતા ઉડાઉ ખરચો, અને ફેશનની ફીશીઆરી તરફ અપાતો લક્ષ્મીનો ભોગજ છે. માટે આવકના અંગમાં ખર્ચ રાખી ઉપરોકત દુર્ગુણોને તિલાંજલી આપવા બહાર પડવું જોઇએ.

જ્ઞાતિ અગ્રેસરો ચોરી વખતે આવા અયોગ્ય જોડાને પરણાવ—

વાની સમતિ આપે એ ખરેખર અંતઃકરણને કોતરનારી બીના કહેવાય, આવી પાશવ વૃતિવાળા કન્યાવિક્રય કરનાર અધમ મનુષ્યોનાં ઘરનું અન્ન પાણી લેવું એ પણ સ્વ બુદ્ધિને બગાડી કલંકીતપણું પોતાને હાથે વ્હોરી લેવા જેવું છે.

સ્વ પુત્રીને યોગ્ય પતિ સંપાદન કરી આપવા નિસ્વાર્થ બુદ્ધિ દ્વારાએ તનતોડ મહેનત કરવી એ માબાપોની ખાસ ફરજ છે. કરોડો રૂપિઆનો વ્યાપાર કરવો એ કાંઇ જેવી તેવી વાત નથી, ભયંકર મણિધરનાં ભોણમાં હાથ નાંખવો એ કાંઇ નાનીસુની બીના ન કહેવાય, અને વિકાળ સિંહની સાથે લડાઇ કરવી એ કાંઇ જેવી તેવી હકીકત ન કહેવાય તેમ પોતાની પુત્રી માટે યોગ્ય પતિ ગોતવો એ કાંઇ ઓછી જોખમદારી નથી. દીર્ઘદ્રષ્ટિથી બહુ વિચાર કરવાની જરૂર છે. દુરાચારી, મુર્ખ, અને ખરાબ અંતઃકરણવાળા રાક્ષસને આપેલી કન્યાનાં દુઃખનો એક નિશ્વાસ દરેક રીદ્ધિસિદ્ધિનો ક્ષય કરે છે. માટે પુત્રી લાયક યોગ્ય વર મેળવવા (સમાન વયનો, બુદ્ધિવંત ચાતુર્યવંત, ગુણજ્ઞ, અને ન્યાયશિલ ઇત્યાદિ સદ્‌ગુણોથી અલંકૃત ) પુરતી કાળજી રાખવી.

છેવટે દરેક જ્ઞાતિ બાંધવો સ્વ જ્ઞાતિમાંથી આ દુષ્ટ રીવાજને નાબુદ કરવા આત્મભોગ અર્પિ પોતપોતાની ફરજ અદા કરવા બહાર પડશે ત્યારેજ સ્વનો, કુટુમ્બની, જ્ઞાતિની, દેશની, અને વિશ્વની ઉન્નતિ થશે.

પ્રિય વાચક !

લખતા એક મ્હોટો ગ્રંથ લખાય પણ સ્થળ સંકોચને લીધે વધુ લંબાણ નહિં કરતા મારી કલમને અત્રેજ વિરામ સ્થળ અર્પિશ.

**સમાપ્ત.**

# ઉપયોગી કાવ્યો.

---

## ( રાગ દેશ. વિમળા નવ કરશો ઉચાટ. )

ભર ઉંઘ વિષે સૂતેલા જૈનો જણાય છે રે..............ટેક.
અપૂર્વ બોધ સ્વરૂપ બતાવ્યું, પરમ તત્વ પ્રભુએ પ્રગટાવ્યું;
તેના પુત્રો કીચડમાં કચરાય છે રે. ભર ઊંઘ વિષે. ૧
જે તત્વેથી અનંત તરીયા, સહજ પ્રકાસે સિદ્ધિ વરીયા;
તેહજ તત્વો છાશની જેમ છણાય છે રે. ભર ઊંઘ વિષે ૨
જે જ્ઞાનીએ ગગન ગજાવ્યું, વિજય તણું વાજીંત્ર બજાવ્યું;
તેના પુત્રો કુસંપ કરીને કપાય છે રે. ભર ઊંઘ વિષે. ૩
આળી સર્વ થયા મતલબીઆ, લાજ તજીને પરસ્પર લડીઆ;
કોમળતા તજી કમળ બધા કરમાય છે રે. ભર ઊંઘ વિષે. ૪
પાણી સ્વલ્પ જનો પાનારા, ખળ જન પાર વગર ખાનારા;
જૈન બાગમાં સુંદર વૃક્ષો સુકાય છે રે, ભર ઊંઘ વિષે. ૫
ધણી વગરનાં ઢોર ચરે છે, ફાવે તેહ દીશામાં ફરે છે;
પામર થઇ પરહાથ પછી પકડાય છે રે. ભર ઊંઘ વિષે. ૬
જાગો શુદ્ધ જનેતા જાયા, લેખ આપના અમર લખાયા;
જૈન બંધુનાં જીવન નિષ્ફળ જાય છે રે. ભર ઊંઘ વિષે. ૭
તન મન ધન એમાં આપી દ્યો, સંત શિષ્ય કુષ્ટો કાપી દ્યો;
જાગો તો ઉદયના અનેક ઉપાય છે રે. ભર ઊંઘ વિષે. ૮

**કર્તા કવી રત્ન મુની શ્રી નાનચંદ્રજી સ્વામી.**

---

# કન્યાવિક્રય વિષે.

## કુંવરી કુંવર મારા લાડકા:—એ રાગ.

જાગી જુઓ જૈન બંધુઓ, કન્યા રત્ન વેચાય,
માનવ દેહ ધરી કરી, પશુ તુલ્ય ગણાય. જાગી૦ ૧
શ્રાવક નામ ધરી કરી, કરે કન્યાનો ઘાત;
નિર્દય આપ જાણો ખરે, નથી પુછતી નાત. જાગી૦ ૨
નિજ દર્શન કરવા મથે, પૂજન કરવાને ધાય,
કરતાં તિલક કપાળમાં, કેમ શરમ ન થાય. જાગી૦ ૩
સામાયિક પાળે પ્રીતથી, પ્રતિક્રમણમાં પ્રેમ;
કન્યા રીબાવી મારવા, નથી આવતી રહેમ. જાગી૦ ૪
વ્યાખ્યાન શ્રવણ કરે સદા, ભક્તિ ભાવ ધરાય;
બાળા ચઢાવે શુળીએ, જૈન નામ લજાય. જાગી૦ ૫
ગાય બચાવે પ્રેમથી, દયા ધર્મી મનાય;
નિજ કન્યાને મારવા, ચિત્ર ઘાટ ઘડાય. જાગી૦ ૬
કન્યા વિક્રય કરનાર તો, નરક નિગોદે જાય;
સહાય કરે જે માનવી. તે પણ સાથે સધાય. જાગી૦ ૭
શ્રીમંત વર્ગ સુણો સહુ, કરે બાળા બહુ શોક,
દયા કરો અબળા પરે, આયુ વિતાવો શું ફોક. જાગી૦ ૮
લીલોતરી બાધા કરો, લોક રંજન કાજ;
કીડી બચાવો દંભથી, નથી અબળાનો સાજ. જાગી૦ ૯
સત્ય દયાળુ જો હશો, કરશો પચ્ચખાણ;
કન્યા વિક્રય કરવો નહિં, ભલે જાયરે પ્રાણ. જાગી૦ ૧૦
ઉપદેશક લેખક સહુ, કરો પુન્યનું કામ;
અબળા રક્ષક જો થશો, લેશો શિવપદ ધામ. જાગી૦ ૧૧

શિવવિનોદ ભા. ૧ લો.

## અમારો ભેખ.

નહિ કાળા નહિ ભગવા, નહિ ઝોળી નહિ કફની,
નહિ માળા નહિ તસ્વી, હમારો ભેખ ન્યારો છે.
હમારા શાસ્ત્ર છે જૂદા, હમારા મંત્ર છે જૂદા;
પ્રભુના પ્રેમની પોથી, હમારો વેદ ન્યારો છે.
બધી આલમ હશે અમને, ભલે નિન્દે લદે' તોયે;
હમારો જાન દેવામાં, હમારો યોગ ન્યારો છે.
દયા, શ્રદ્ધા, ક્ષમા, સેવા, હમારા મંત્ર એ ચારે;
ગજાવીશું ખુણે ખુણે, અહાલેક એ અમારો છે.
રહ્યા અસ્થિજ દુનિઆમાં, બધું ચૈતન ગયું ઉડી,
તે અસ્થિને જગાવામાં, હમારો ઇલ્મ ન્યારો છે.
પ્રભુને રંગ રંગાઈ, ધર્યા છે કેશરી વાધા;
ઝુકાવ્યું શિર તો મરવું, હમારા જંગ જૂદા છે.
હમારા વેદ ને ઇંજીલ, હમારા મંદીરો મસ્જીદ;
હમારા યોગ ને યજ્ઞો, હમારૂં સર્વ જૂદુ છે.
હમારી ખાકની મુઠી, ઉડાવીશું બધે યોગમ;
હમારો રંગ-રંગીશું, હમારો એજ દાવો છે.

કર્ત્તાઃ—નર્મદાશંકર બાલાશંકર.

---

## દયામાં સ્વાર્થ છે ત્હારો !

### ( કવાલી–ગઝલ. ).

ગરીબો આશરો લેવા, પસારે હાથને જ્યહારે;
અનાદર તેહનો થાયે, ત્હને ધિક્કાર છે ત્હારે ! ૧

શરમથી ના શકે બોલી, જનો એવા દીઠા જ્યહારે;
નઝર ખેંચી ગયો ચાલ્યો, ત્હને ધિક્કાર છે ત્યહારે? ૨
દુઃખી અબળા નિહાળીને, હૃદય ચિરાતુ ભાળીને;
નથી આશ્વાસનો આપ્યાં, ત્હને ધિક્કાર છે ત્યહારે? ૩
નયનથી અશ્રુની ધારા, વહેતી જોઇ તું રહેતો;
ન લુછ્યું એક પણ અશ્રુ, ત્હને ધિક્કાર છે ત્યહારે? ૪
અવાચક પ્રાણીઓ લાખ્ખો, મનુષ્યો મારતા નિત્યે;
બચાવા દિલ નહિં વાધ્યું, ત્હને ધિક્કાર છે ત્યહારે? ૫
જગતની ઉન્નત્તિ અર્થે, કીધો નહિ જ્ઞાન-ફેલાવો;
રહ્યો મત-પંથ કે લોભે, ત્હને ધિક્કાર છે ત્યહારે? ૬
જગતનાં સેવકો મરતા, મદદ વિણુ કામ અથડાતા;
બની ના રહાય તારાથી. ત્હને ધિક્કાર છે ત્યહારે. ૭
બિચારા જીવ ઓ ભોળા! ખરો તું સ્વાર્થ ના સમજ્યો?
ઉપેક્ષા દાનની કરવે, પ્રભુનો માર્ગના જાણ્યો? ૮
વિચારો ને વચનથી બહુ, વળી દ્રવ્યે અને દેહે,
દયા કર તું, દયા કર તું! દયામાં સ્વાર્થ છે ત્હારો? ૯

કર્ત્તા. મુનિશ્રી છોટાલાલજી.

( લીં. સં. )

---

## પંખીનો મેળો!

### ( ઘેલા ભલે થયાં રે—એ રાગ. )

મેળો મેળો થયો રે, પંખી! ચાર દિવસનો ચારો,-(૨)-ટેક-
કર્મ સંજોગે સાથ મળ્યો સૌ, સ્વાર્થ સુધી સંચરશે,

મુસાફરીની મુદત ભરાતાં, નિજ પંથે સૌ પળશે—મેળો. ૧
સુખ દુઃખ તડકા છાંયા જેવાં, વીજળીનો ચમકારો;
રાગદ્વેષની રંગ ભૂમી પર, આતમ રમતો તારો—મેળો. ૨
હણ્યાં હશે તો હણાવું પડશે, માર્યા હશે તે મરશે;
સમતા ધરશે તે નર તરશે, રોશે તેજ રખડશે.—મેળો. ૩
મોહ મદિરા પાન કરીને, ભાન બધી તું ભૂલ્યો,
પરવસ્તુ પોતાની માની, ફોકટ તું શું ફુલ્યો ?—મેળો. ૪
આજકાલમાં કાજ કરીલે, સાજ સજીલે સારો;
કાળ બાજને લાજ ન કોઇની, ક્રોડપતિ, કઠિયારો—મેળો. ૫
વલ્લભ આતમ સ્વરૂપને ઓળખ, તજ મારૂં ને તારૂં;
અનિત્યતું અભિમાન નકામું, જો સમજે તો સારૂં—મેળો. ૬

કર્ત્તા, વ. ધ.

---

## જૈન સ્ત્રીઓની અજ્ઞાનતા.

### ( શું નટવર વસંત—એ રાગ.)

સુંદરીમાં અજ્ઞાન તિમિર રેલી રહ્યું (૨)—ટેક.
રેલી રહ્યું, દુઃખ રેલાવી રહ્યું-- સુંદરી. ૧

**સાખી**—સુંદરીઓમાં સંપ નહિ, નિરખો ઘેરોઘેર;
સાસુ વહુમાં શત્રુતા, વ્હાલામાં પણ વેર.
કરડયો કુસંપ સર્પ, સર્વ કુટુંબને. (૨)
નસે નસે વિષ વ્યાપી ગયું (૨)-- સુંદરી૦ ૨

**સાખી**—ભજે કુદેવ કુ પર્વને, પુજે કાષ્ટ પાષાણ;
કુ રીવાજો કહું કેટલા, મિથ્યાત્વની મ્હોંકાણ-
તાબુત, હનુમાન, વળી શીતળા ને મેલડી (૨);
જંત્ર મંત્રનું જોર જામી ગયું (૨)— સુંદરી. ૩

**સાખી:**—મોળાકત માને વળી, એવરતમાં અતિ પ્યાર;
કુલિન બાળા બૈરીઓ, અધમ શીખે આચાર.
મૂકી મરજાદ ગીત ગાતી સન્નારીઓ (૨)
રોવા કુટવામાં મન રીઝી રહ્યું (૨)-- સુંદરી. ૪

**સાખી**—સુંદરીઓ સમજે નહિ, નરને નહિ દરકાર;
આગેવાનો આંધળા, કયાં કરવો પોકાર--
ધર્માભિમાન ઘટયું, ચારે તિરથમાં ( ૨ );
સ્વાર્થે વલ્લભ સૌ સુઇ રહ્યું ( ૨ )— સુંદરી. ૫

**કર્ત્તા પું. વલભજી વિ. ધરમશી.**

---

## સત્યપ્રકાશ ભા. ૧ લા માટે મળેલા અભિપ્રાયો.

શ્રી શ્વે. સ્થા. જૈન કૉન્ફરન્સ પ્રકાશ ( પાક્ષિક પત્ર. ) પુ. ૨ તા. ૧ નવેમ્બર ૧૯૧૩ ના અંકમાં જણાવે છે કે--.

માંગરોળ જૈનશાળા શિ. મંગળજી હરજીવન તરફથી 'સત્યપ્રકાસ ભા. ૧, એ નામનું પુસ્તક મળ્યું છે. તે પુસ્તકમાં પુરૂષાર્થ, કન્યાવિક્રયનો સંવાદ, પત્નિવ્રત, પચેંન્દ્રિ સ્વરૂપ, પતિવ્રત, સતીઓ નાસતિત્વની કસોટી વિગેરે વિગેરે વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. " ભાષા ઘણી સરળ અને શૈલી બોધદાયક છે. " કિ. આઠ આના છે.

**જૈન હિતેચ્છુ પુ, ૧૫ ના નવેમ્બર ૧૯૧૩ અંક ૧૧ માં જણાવે છે કે—**

સત્યપ્રકાશ ભા. ૧ લેખક અને પ્રકાશક મંગળજી હરજીવન ચીતળીઆ માંગરોળ જૈનશાળા શિક્ષક મૂલ્ય ૦–૮–૦

લેખક તરીકે બહાર પડવાની ઇચ્છા એક જૈનશાળાનાં શિક્ષકને થાય એ ખુશ થવા જેવું છે. તેથી આ શિખાઉ લેખકની પ્રથમ કૃતીનું અવલોકન કરનારે જરા વિશેષ ઉદ્ધાર વૃત્તિ રાખવી ઘટે છે. આ પુસ્તકમાં પ્રથમ ૧૦૮ ઉપદેશ વચનો મુકવામાં આવ્યા છે જે વાંચવા જેવા છે. જે જે ગ્રંથોમાંથી કેટલાએક વચનો લેવામાં આવ્યા છે તે તે ગ્રંથોનાં નામ ફુટનોટમાં આપવા જોઇતા હતા. એકંદરે પુસ્તકમાં ના વિચારો સારા છે. ભાષા મધ્યમ છે. પ્રયત્ને ભાષા વધારે શુદ્ધ અને સરલ બનશે એમ આશા રખાય છે. વિગેરે, વિગેરે.

**મોરબીથી પ્રસિદ્ધ વક્તા નાગજી સ્વામી (લીંબડી સંપ્રદાય) તા ૫ નવેમ્બર ૧૯૧૩ ના પત્રથી જણાવે છે કે—**

તમારૂં પુસ્તક મળ્યું ૧૦૮ સુંદર બેટરીઓ, કન્યાવિક્રયનો સંવાદ, અને સતિઓનાં સતિત્વની કસોટીં વિગેરે પ્રકર્ણો વાંચ્યા. ભાષા સારી છે. અને ઉપલક રીતે તપાસતા પુસ્તક સારૂં છે. કેટલાએક લોકોને અસર કરે એવું છે. આ પુસ્તકનો સારા પ્રમાણમાં ફેલાવો થાશે તો લોકોપયોગી છે.

**ભાવનગરથી મુનિ શ્રી વિનયચંદ્રજી (બરવાળા સંપ્રદાય) તા. ૩–૧૨–૧૩ નાં પત્રથી જણાવે છે કે—**

સત્યપ્રકાશ ભા. ૧ લો એ નામનું પુસ્તક મળ્યું. અત્યાનંદ પૂર્વક મનનની સાથે વાંચન કરી અપૂર્વ પ્રેમ પ્રગટ થયો. તમે સત્યપ્રકાશ ભા. ૧ લા જેવા અમૂલ્ય રત્નો પ્રગટ કરી જીજ્ઞાસા સફળ કરો છો એ અત્યાનંદની વાત છે. એવા અનેક સત્યપ્રકાશો બહાર પાડો એવી આ લેખક અંતઃકરણથી સુભાશિષ સમર્પણ કરે છે. તે તમોને સફળ થાઓ.

**મુંબઈથી 'શ્રી જીવદયા જ્ઞાન પ્રસારક ફંડ' ના ઑનરરી મેનેજર સાહેબ લલ્લુભાઈ ગુલાબચંદ ઝવેરી તા. ૨૫-૧૨-૧૩ નાં પત્રથી જણાવે છે કે—**

આપનું 'સત્યપ્રકાશ ભા. ૧ લો' એ નામનું ઉપયોગી પુસ્તક મળ્યું. આપના સ્તુતિપાત્ર પ્રયાસનાં પરિણામમાં કન્યાવિક્રય તથા તેવી બીજી અનીતિ ભરેલી બદીઓનો સદા ને માટે નાશ થાય એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે મારી ખરા જીગરથી પ્રાર્થના છે.

**રાજકોટથી સ્ટેટ કેળવણી ખાતાનાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સપેકટર સાહેબ રા. રા. મોહનલાલ જેસંગભાઈ બારોટ તા. ૮-૧-૧૪ નાં પત્રથી જણાવે છે કે—**

પુસ્તક મળ્યું. તમારો પ્રયત્ન સ્તુતી પાત્ર છે. જાતિજ્ઞાન વૃદ્ધિ સારો સંગ્રહ કરેલો છે. શ્રી અરિહંત દેવ તમોને અધિક ઉત્સાહ પ્રેરે.

**રાજકોટથી જૈન લેખક કરસનજી નંદલાલ શાહ તા. ૨૭-૧૨-૧૩ ના પત્રથી જણાવે છે કે—**

તમારૂં પુસ્તક મળ્યું. વાંચતા વાંચતા રસ પડવાથી એવી તો મોહની લાગી કે તે પુસ્તક પુરૂ કર્યા અગાઉ બીજું કામ હાથ લઈ શકાયું નથી. પ્રથમ પ્રયાસે આવું ઉંચા પ્રકારનું લખાણ લખી શ્રી જૈન સાહીત્યની સેવામાં સામેલ થયા તે જાણી મને વિશેષ આનંદ થાય છે. કન્યાવિક્રય વિગેરે ભાગ આબેહુબ ચીતરવામાં આવેલ છે. આજકાલ નિર્માલ્ય નાટક ચેટકનાં થોથાર્યા પર નાણાનો વ્યય કરી જુવાનીઆઓ જે મનની ખરાબી કરે છે. તેને બદલે આવા પુસ્તકો વંચાવવાની જરૂર છે. આ પુસ્તકને ગ્રહસ્થોએ આશ્રય આપેલ છે. તેજ તેનો ઉંચોમત બતાવે છે.

પુસ્તકની બાંધણી, કાગળ, અને પુઠું જોતા એમ પણ ખાત્રી થાય છે કે કર્ત્તાની સ્થિતિ સાધારણ છતાં આમાંથી તેને બહુ લાભ લેવાની સ્વાર્થિ બુદ્ધિનો ભોગ આપ્યો છે. તે ભોગ આપવાનું સાહસ કોઇ કોઇ જગોએ નજરે પડે છે. આવા કામ તરફ કર્ત્તાનું વિશેષ પ્રવર્તન થાય એવી મારી શ્રી વીર પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

**ચુડાથી ડૉ. સા. સોભાગચંદ નથુ ( સ્થા૦ જૈનશાળા ઓનરરી સેક્રેટરી ) ભાઈ તા. ૧૦-૨-૧૩ ના પત્રથી જણાવે છે કે—**

પુસ્તક મળ્યું તે પુસ્તક ઘણુંજ સરસ અને વખાણવા લાયક છે. બોધીક અને શિખામણની ખાણ છે. તે પુસ્તકની ઘણા શ્રાવકો માગણી કરે છે.

**મોલમીનથી ગોંડલવાળા ઉત્સાહી બંધુ રા. રા. બાવાભાઈ મકનજી ગોડા તા. ૧૪-૧૧-૧૩ ના પત્રથી જણાવે છે કે—**

આપનું મંગળ પુસ્તક ( સત્ય પ્રકાશ ભા. ૧ ) મળ્યું કર્તવ્ય પરાયણનાં પેરીગ્રાફો, હૃદયભેદક કન્યાવિક્રયનો સંવાદ. પતિવ્રત, પચેંદ્રિયનું સ્વરૂપ, વિગેરે મનહર માળા નું નામ ' સત્ય પ્રકાશ 'નાં બદલામાં " આત્મ વિકાશ " " મોક્ષમાળા " કે " મનહર માળા " એવું રમણીક નામ અર્પવું જોઇતું હતું એકંદરે તમારો પ્રયાસ પ્રશંસનીય છે. આપનો ઉત્સાહ સહીત પ્રયત્ન વૃદ્ધિવંત થાઓ એજ ઇચ્છું છું.

ઉપરોક્ત અભિપ્રાયો સિવાય પણ જૈન તેમજ જૈનેતર વિદ્વાનોનાં અભિપ્રાયો મળેલા છે. પણ સ્થળ સંકોચને લીધે દાખલ કરેલ નથી.

લી. મં. હ. કર્ત્તા.

# મુનિ શ્રી છોટાલાલજી કૃત પુસ્તકો.

## વિદ્યા સાગર ભાગ ૧ લો તથા ૨ જો.

જો તમોને નવલ કથા વાંચવાનો શોખ હોય ? દુનિયાનું અને મનુષ્યોના સારા માઠા સ્વરૂપનું જ્ઞાન કરવું હોય ! પ્રપંચીઓની પ્રપંચ જાળથી બચવું હોય ? જીવનને ઉપયોગી નીતિમય, ન્યાયમય. બનાવવું હોય તો તમારે વિદ્યાસાગરના ભાગો અવશ્ય વાંચવાજ જોઈએ તેમાં પ્રસિદ્ધ નવલ કથા ' સરસ્વતિ ચંદ્ર'ની પદ્ધત્તિએ પણ તદન જૂદીજ સ્ટાઇલથી આ બુક લખાએલ છે વિશેષમાં તે નવલ કથા ત્યાગીનાં હાથથી લખાએલી હોવાથી વધારે રસમય બનેલ છે. શ્રીમંતો અને ગરીબો એક સરખો લાભ લઇ શકે એવા હેતુથી કીમત બંને ભાગની ૦-૧૨-૦ છે પૃષ્ટ ૩૦૦ છે.

ત્રીજો ભાગ તૈયાર થાય છે. પૃષ્ટ લગભગ ૨૦૦ કિં. ૦-૮-૦

પોષ્ટેજ જૂદું.

મંગાવો.

**ચુનીલાલ વર્ધમાન શાહ.**

ઠે. સારંગપુર તળીઆની પોળ.

મુ. અમદાવાદ.

---

# " ખાસ અગત્યની ખબર,"

કર્તવ્યતાના ઘર્ષણુથી ઉત્પન્ન થતી ઇલેકટ્રી સીટી ની ૧૦૮ સુંદર બેટરીઓ, કન્યાવિક્રયથી થતિ ખરાબી, આર્ય માતાનો પોકાર, પ્રતિવ્રતથી થતા ફાયદા, પચેંન્દ્રિયનું સ્વરૂપ, શિયળનો અદ્દભૂત ચમત્કાર, મોહની ચમત્કૃતિ, પતિવ્રતનો પ્રતાપ, અને સતિઓનાં સતિત્વની કસોટી ઇત્યાદિ સુંદર વિષયોથી ભરપુર.

# " સત્યપ્રકાશ ભા. ૧ લો."

એ નામનું ઉપયોગી પુસ્તક જેની થોડીજ નકલો બાકી છે. રાજકોટ, મોરબી, વાંકાનેર, ધોરાજી, ચુડા અને સરધાર વિગેરે શહેરોની જૈનશાળાનાં મહેરબાન સેક્રેટરી સાહેબોએ ત્યાંની જૈનશાળા માટે ઉપરોક્ત પુસ્તકની જરૂરીઆત જાણી શાળામાં તેનો સદ્ઉપયોગ કરવા માટે પુર્ણ દીલસોજી બતાવી છે. એટલુંજ નહિ પણ તે દીલસોજીનો પૂર્ણ રીતે અમલ કરવામાં આવેલ છે.

ઉપરોક્ત પુસ્તકની સ્વમુખે પ્રશંસા કરવી એ આત્મ શ્લાઘા કહેવાય તેથીજ પ્રિય વાંચક વર્ગને ખાસ આગ્રહ પૂર્વક ભલામણ કરવામાં આવે છે. આ પુસ્તકની અંદર મળેલા અભિપ્રાયો નાં પૃષ્ટો વાંચી, વિચારી અંતરગત કરી જો યોગ્ય લાગે તો જ તે પુસ્તકનાં ગ્રાહક થવું.

સુંદર બાઇડીંગ સહિત પાકું પુઠું કિ. ૦-૮-૦ પોષ્ટેજ જુદુ ઇચ્છા હોય તો લખો.

મુ. માંગરોળ બંદર.

**મંગળજી હરજીવન ચીતલીયા.**

તા. ક. ખાસ જૈનશાળા અગર લ્હાણી માટે સામટી પ્રતો મંગાવનારને સેંકડે ૨૫) ટકા કમીશન.

# સૂચના.

જેઓ સાહેબને સદરહુ પુસ્તક ખરીદ કરવાની જરૂર હોય તેઓ સાહેબે નીચેનાં સરનામેથી. રોકડી કિંમતે યા તો વી. પી. દ્વારાએ મંગાવી લેવા કૃપા કરવી.

## મંગળજી હરજીવન ચીતલીયા.

### મુ૦ માંગરોળ બંદર.

(કાઠીઆવાડ)–કેશોદ સ્ટેશન થઈને.

તા. ક. દરેક જાતનો પત્રવ્યવ્હાર પ્રથમ ઉપરનાં સરનામે જ કરવો. છતાં જવાબ ન મળે તો મુ. વેરાવળ બંદર (કાઠીઆવાડ) શે. સા. લીલાધર ઝવેરચંદ માર્ફત મંગળજી હરજીવન ચીતલીયાને પહોંચે હે. હવેલી પાસે. એ સરનામે લખવાથી ત્વરાએ જવાબ મળી શકશે.

લી. કર્ત્તા.



## અગાઉથી આશ્રય આપનાર સાહેબોના મુબારક નામ.

પ્રત ગામ તથા નામ.

**માંગરોળ બંદર.**

૫ શે. સા. જમનાદાસ રણછોડ હોડી
૪ ,, ,, વરજીવનદાસ લીલાધર
૨ ,, ,, ચત્રભજ નેમચંદ ગોસળીઆ
હા. શા. જેઠાલાલ રામજી
૧ ,, ,, લાલજી જગજીવન
૧ ,, ,, હરીદાસ વૃધમાન
૧ ,, ,, મણીલાલ પાનાચંદ
હા. ગાંધી કલ્યાણજી નેમચંદ
૧ શ્રીમતી બ્હેન શ્રી મણી બ્હેન

**વેરાવળ બંદર.**

૭૫ મર્હુમ શે. સા. લીલાધર ઝવેરચંદ
હા. શ્રીમતી ભાણીબાઇ.
૧૦ શે. સા. લાધાભાઇ હરખચંદ
૫ ,, ,, વનરાવન ટોકરશી
૨ ,, ,, લાલજી કરશનજી
૧ ,, ,, નરભેરામ વીરજી
૧ ,, ,, દેવચંદ હીરાચંદ
૧ ,, ,, ચત્રભજ વસનજી
૧ ,, ,, મદનજી સોમચંદ
હા. જમનાદાસ.
૧ ,, ,, દેવચંદ રામજી બાખડા
હા. ડો. સા. ત્રીભોવન સવજીભાઈ
૧ શે. સા. ખુશાલ તલકચંદ
હા. જેઠાલાલ
૧ સ્થા. જૈનશાળા હા. જેઠાભાઈ

**સીકંદ્રાબાદ.**

૩૧ મર્હુમ શે. સા. ચત્રભજ મોનજી ભાય હા. છોટાલાલભાઇ મોરવાડ વાળા

**સરધાર.**

૨૦ શે. સા. મુળચંદભાઇ કરશનજી

**ધોલેરા.**

૧૦ શે. સા. વૃધમાન રણછોડભાઈ

**સુરત.**

૫ શે. સા. ઉદેચંદ ઇચ્છાચંદ વખારીયા.
૩ ,, ,, ગુલાબચંદ કલ્યાણચંદ
૨ ,, ,, હંસરાજ ચાંદમલજી
૨ ,, ,, મગનલાલ પ્રેમચંદ વકીલ
૨ ,, ,, મોતીચંદ ઉત્તમચંદ
૧ ,, ,, ફુલચંદ ગુલાબચંદ

**ચુડા.**

૪ ડો. સા. સોભાગચંદ નથુભાઈ

**ધ્રોળ.**

૨ શે. સા. દોલતચંદ રામજી મોદી
૧ ,, ,, ફીરચદ પ્રેમચંદ
૧ ,, ,, ખેતસી કચરાભાઇ
૧ ,, ,, તુલશીદાસ પ્રેમચંદ
૧ ,, ,, માણેકચંદ જીવરાજ
૧ ,, ,, કસળચંદ નારણજી
૧ ,, ,, નરભેરામ વાલજી
૧ ,, ,, ભગવાનજી કપુરચંદ

૧ ,, ,, જેઠાલાલ હીરાલાલ
૧ ,, ,, વસરામ કપૂરચંદ
૧ ,, ,, સોમચંદ નથુભાઇ
૧ ,, ,, ગુલાબચંદ કચરા
૧ ,, ,, કપુરચંદ રૂપશી જેતપુરવાળા
૧ ,, ,, હેમચંદ જગજીવન
૧ ,, ,, અમુલખ બોધાભાઇ
૧ ,, ,, તારાચંદ નાનચંદ
૧ ,, ,, ત્રીભોવન મોરારજી
૧ ,, ,, ધનજી હીરાચંદ
૧ ,, ,, મણીલાલ વિ. ગોકળદાસ
૧ સ્થા. જૈનશાળા

**સડપદર.**

૨ શ્રી સંઘ તરફથી હા. ગોકળદાસ ભાણજી
૧ શે. સા. જાદવજી મીઠાભાઇ
૧ ,, ,, ખેતસી પ્રેમચંદ
૧ ,, ,, અમરચંદ પરસોતમ પટેલ
૧ ,, ,, ભીમજી જેચંદ
૧ ,, ,, ઘેલાભાઇ નારણજી
૧ ,, ,, માવજી ઝવેરચંદ
૧ ,, ,, સોભાગચંદ જેચંદ

**સમઢીઆરા.**

૪ ઉત્સાહીબંધુ નારણદાસ વિ.નાગરદાસ

**ઉપલેટા.**

૧ રા. રા. મુળજીભાઇ મુનસફ સાહેબ
૧ સે. સા. મોહનલાલ કાનજીભાઈ
૧ ,, ,, ત્રીભોવન દેવકરણ
૧ ,, ,, રામચંદ ગોપાળજી
૧ ,, ,, મુળજી મકનજી
૧ ,, ,, ઝવેરચંદ ભવાન
૧ ,, ,, મનજી પિતાંબર
૧ શ્રી જૈન લાઇબ્રેરી

**જામનગર.**

૧ શે. સા. ત્રીકમજી દેવચંદ પુનાતર
૧ ,, ,, નથુભાઇ મુલજી
૧ ,, ,, કાળીદાસ માણેકચંદ
૧ ,, ,, વીરજી અભેચંદ
૧ ,, ,, પ્રેમજી દામોદર
૧ ,, ,, શીવરામ વેલજી મંત્રી
૧ ,, ,, જગજીવન કાળીદાસ
૧ ,, ,, માધવજી પોપટભાઇ

**રાજકોટ.**

૧ શે. સા. અમૃતલાલ ભીમજીભાઇ
૧ ,, ,, ઠાકરશીભાઇ
૧ ,, ,, દેવચંદ નથુભાઇ જસાણી
૧ ,, ,, દેવીદાસ મુલજી
૧ ,, ,, રતીલાલ તુલસીદાસ
૧ ,, ,, મગનલાલ વી. પુજારા

**પોરબંદર.**

૨ શે. સા. મનમોહનદાસ કપુરચંદ
૧ ,, ,, મોહનલાલ જગજીવન

**ડાળીઆ.**

૧ શે. સા. મગનલાલ મોતીલાલ
૧ ,, ,, કેશવલાલ જગજીવન
૧ ,, ,, મણીલાલ તલકશી
૧ ,, ,, લાલચંદ ફુલચંદ
૧ ,, ,, ઘેલાભાઇ ત્રીભોવન

**વાંકાનેર.**

૨ જ્ઞાનભંડાર હા. મેતા નારણજી વાઘજી

**બાબંભા.**

૧ શે. સા. ગોકળ નાનજી

૧ ,, ,, ગોવીંદજી લાલચંદ

૧ ,, ,, ઠાકરશી ખેતસી

**જેતપુર.**

૨ શે. સા. શામળજી ખોડાભાઈ

**કલકત્તા.**

૧ શે. સા. ઉમરશી મેઘજી

૧ ,, ,, નાગરદાસ વલભજી હીરજી

૧ ,, ,, લીલાધર પ્રેમજી નેમચંદ

૧ ,, ,, રામજી હંસરાજ

**જોડીઆ.**

૨ જૈન મણીબાઈ પુસ્તકાલય
હા. વકીલ ચત્રભજ વલમજી

**કલીકોટ.**

૧ શે. સા. ભગવાનજી જેષ્ટારામ મહેતા

૧ ,, ,, વાલજી ઓધવજી

૧ ,, ,, નારણજી જાદવજી

૧ ,, ,, વેલજી જેઠાભાઇ

૧ ,, ,, ગોકળદાસ રામચંદ

૧ ,, ,, ગોપાળ કીશ્નર મંડીઆર

૧ ,, ,, મનજી મોનજી

૧ ,, ,, વેલજી લક્ષમીદાસ જોશી

૧ ,, ,, જીભાઇ કાળીદાસ

૧ ,, ,, મોહનલાલ સુંદરજી

૧ ,, ,, ખુશાલ કચરાભાઇ

૧ ,, ,, ખીમજી ગોવિંદજી જાની

**કાળાવડ.**

૧ ,, ,, કસળચંદ સુંદરજી

૧ ,, ,, કાનજી પ્રેમચંદ

૧ ,, ,, ઓધવજી પરશોતમ

**ઓંગણી.**

૧ શે. સા. ભાણજી રવજી પટેલ

૧ ,, ,, કુરજી માવજી

૧ ,, ,, વાલજી નથુ સોની

**જુનાગઢ.**

૫ શે. સા. મુલજીભાઇ સવચંદ

૨ ,, ,, મુલજીભાઇ સવચંદ

**લીંબડી**

૧ ,, ,, પોપટલાલ મુળજીભાઇ

૧ ,, ,, વાડીલાલ મુલજીભાઈ

**કઠોર.**

૨ ,, ,, હીરાચંદ જેચંદ

**પાલેજ.**

૧ ,, ,, મોતીચંદ ગીગાભાઇ

**નવાગામ.**

૧ શે. સા. કાશીરામ કાળીદાસ

**જામ જોધપૂર.**

૧ ,, ,, ભાણજી આણંદજી

**શીહસર.**

૧ ,, ,, છગનલાલ હરીશંકર મહેતા

**કોચીન બંદર.**

૧ ,, ,, પ્રેમજી દુલભદાસ

૧ ,, ,, પ્રાગજી જેરામ

**અમદાવાદ.**

૨ ,, ,, હીરાલાલ જેસંગભાઇ

**ખોખરી.**

૧ ,, ,, નારણદાસ વલભદાસ

**માળીઆ.**

૧ ,, ,, માનસંગ મંગળજીભાઇ

**કશંચી.**

૧ ,, ,, કેશવજી સાકળચંદ

**પાલણપુર.**

૧ શ્રી જૈન પુસ્તકાલય

**લાઠી.**

૧ શે. સા. પ્રેમચંદ પાનાચંદ

**ચીભડા.**

૧ શે. સા. હરખચંદ ખીમજી

**વડીઆ.**

૧ ,, ,, હંસરાજ મકનજી

**પેટલાદ.**

૧ ,, ,, હરગોવિંદદાસ છગનલાલ

**કોડાય ( કચ્છ )**

૧ ,, ,, દેવરાજ ચના

**ખાખર નાની.**

૧ ,, ,, નેણશી કુંવરશી

**ભરૂચ.**

૧ ,, ,, મણીલાલ માણેકલાલ

**વઢવાણ.**

૧ ,, ,, જેઠાલાલ અમરશી